નેમસે-તે અહુરમઝદ.

# સત પ્રેમ-સાગર.

લખનાર

**સી. એમ. હકીમ,**

માણેક વીલા,

માહીમ,

મુંબઇ.

**કીંમત ૭ આના.**

તારીખ ૨૧ મી માર્ચ સને ૧૯૧૭

ઈસવી.

Bombay:
Printed by
MR. DHANJIBHOY DOSABHOY
at the
Co[illegible]ing Press,
64, Ghoga Street, Fort,
and
Published by
MR. C. M. HAKIM,
Maneck Villa, Mahim.

---



---

ચોપડી મળવાનું ઠેકાણું:
**પી. કરાંણી એન્ડ કુંપની,**
ચર્નીરોડ જંકશન,
ચાંટરોડ.

# સાંકળીયું.



| | | |
|---|---|---|
| | | પાનું. |
| અર્પણ પત્રીકા | ... | ૧- ૨ |
| પ્રસ્તાવના | ... | ૩- ૪ |
| ઓ ખુદા | ... | ૫- ૧૩ |
| નોહીત અસ્તી પઇરી મઝદાઓ | ... | ૧૪- ૩૭ |
| પ્રેમ-સ્વરૂપ | ... | ૩૮- ૪૦ |
| પ્રીતી લાગે તો શું બને ? | ... | ૪૧- ૪૩ |
| પ્રેમ પર્વત | ... | ૪૪- ૪૫ |
| જલીજા-દુખીજા | ... | ૪૬- ૫૨ |
| પ્રેમ-ઘેલી | ... | ૫૩- ૫૬ |

પ્રેમ-સાગર ... ૫૭- ૬૩

તજતો-નથી ... ૬૪- ૬૮

પ્રેમ-પતંગ ... ૬૯- ૭૩

માહરી પ્યારી માતા. ૭૪- ૭૬

ખરી મરદાંનગીનો
નુશખો ... ૭૭- ૮૧

પ્રેમ-આંસું ... ૮૨- ૮૪

સત પ્રેમનું ફળ ... ૮૫- ૮૬

પ્રેમ-મેલો ... ૮૭- ૮૯

સાહેબની પ્રીતી ... ૯૦- ૯૧

પ્રેમ-જાગૃતી ... ૯૨- ૯૫

એકજ શબ્દ પ્રેમનો. ૯૬-૧૦૨

માલીક કરે, તે કોઈ
નાં કરે ... ૧૦૩-૧૦૫

## સાંકળીયું.


પ્રેમ પર્વતપર ચઢનાર ૧૦૬—૧૦૭

પ્રેમ—દરજી ... ૧૦૮—૧૧૦

પ્રેમ—ઝવેરી ... ૧૧૧—૧૧૩

પ્રેમ—સેત્રંજ ... ૧૧૪—૧૨૮

પ્રેમ—ત્રાજવું ... ૧૨૯—૧૩૨

પ્રેમ—મોચી ... ૧૩૩—૧૩૫

એક નહીં જોવાઈ
શકાય એવો દયા-
જનક દેખાવ ... ૧૩૬—૧૩૮

પ્રાણી હિંસા વર્ણન. ૧૩૯—૧૪૭

કસાઇખાનું કેવું છે? ૧૪૮—૧૪૯

પ્રેમ હકીમું ... ૧૫૦—૧૫૩

સત સાથે પ્રીતીની
સરખામણી ... ૧૫૪—૧૬૨

| | |
|---|---|
| પ્રેંમ-ઘોડો ... | ૧૬૩-૧૬૮ |
| દાસ તજો ... | ૧૬૯-૧૭૨ |
| જેહવો જેનો વિચાર. | ૧૭૩-૧૭૫ |
| પ્રેંમ-પંખી ... | ૧૭૬-૧૭૯ |
| મીત્ર ... ... | ૧૮૦-૧૮૨ |
| પ્રેંમ વીનાં કંઈજ નથી ... | ૧૮૩-૧૮૫ |
| સમાંન-પ્રેંમ ઐકયતા | ૧૮૬-૧૯૦ |
| ખુદાને મલવાનો દરવાજો ... | ૧૯૧-૧૯૫ |
| પ્રેંમ-હજાંમ ... | ૧૯૬-૨૦૦ |
| પ્રેંમ-કુતરો ... | ૨૦૧-૨૦૫ |
| અસલ તથા નકલ ઓ... ... | ૨૦૬-૨૧૯ |

## સાંકળીયું.


ગ્નાંન યોગ ... ૨૨૦–૨૩૦

કર્મ યોગ ... ૨૩૧–૨૩૯

કુંજને દાસ ... ૨૪૦–૨૪૫

પ્રેંમ-લુહાર ... ૨૪૬–૨૪૯

સત–ચીત–આનંદ
નાંદ... ... ૨૫૦–૨૫૫

જુગાર ... ... ૨૫૬–૨૬૧

પ્રેંમ–ચસમો ... ૨૬૨–૨૬૪

ઇશ્વર–લીલા ... ૨૬૫–૨૬૮

પ્રેંમ–દુધવાલી ... ૨૬૯–૨૭૪

ખુદા નાંમ અંતરમાં
પ્રીતીથી લે ... ૨૭૫–૨૮૦

પ્યાર ઉપજવાનું
કારણ શું. ... ૨૮૧–૨૮૩

પ્રેંમ-અગની કેવો
હોય છે? ... ૨૮૪- ...
મંન-સંગ્રામ ... ૨૮૫-૨૮૯
ઇશ્વર-નાંમ મહિમાં ૨૯૦-૩૦૧
નંબરવાર શબ્દોના
અર્થ ... ૩૦૨-૩૧૦



# અર્પણ પત્રીકા.

પ્રીતીમાં અર્પણ આપું,
આત્માં અંતઃકરણ;
જીવ શરીર ને પંચ ઈંદ્રી;
સાથે છઠ્ઠું મન.
ખાક હુંની તાકાદ,
ને ખાક હુંનું જોર;
હુંજ લખું કોણ વાંચે,
જનાવર ઘોર?
બસ લખાવેબી સાહેબ,
ને વાંચેબી તેજ;
ને કાગજ ને કલમ,
પણ માલીકનાં છેજ.

ત્યારે માહરૂં શું બાકી,
કે અર્પું ખુદા;
હુંતો પ્રીતજ તમાંરી,
પુકારૂં સદા.
પ્રેમસાગર તમે,
પ્યાર ઇશ્વર ધણી;
અલ્લાહ ને અહુર,
શ્રી કૃષ્ણ હરી.
ગૉડ પરબ્રહમ,
અઝીઝો ખરા;
બધાં નાંમ જુદાં,
પણ એકજ ખુદા.



# પ્રસ્તાવના.

લખાવનારો તો માલીક,
લખનાર એક મજુર;
ટોપલે ટોપલે પ્રેમ વચન,
ખુબ ફેંકાવ્યાં દુર.
પ્રેમસાગર રતનાંગર ખાંણ,
એકથી એક અમોળ;
હું અજ્ઞાની છેક ગમાંર,
કેમ કરૂં કંઈ તોલ.
બહારજ લાયો ચકમકના,
પથરા બેશુમાર
જરા જીગરથી કોઇ ઘસે,
પ્રગટે પ્રેમ અંગાર.

પ્રેમ સાગરનાં પાંણી તો,
કોણુથી ખાલી થાય;
ભરતી આવી પ્રીતીની,
દાસ જીગર હરખાય.
એક છોળમાં ભરઇ ગયું,
પ્યાલું માહરૂં પ્રેંમ;
મલતાં સાથેજ સમજ્યો,
પ્રેંમ જીવણુની નેંમ.
છલકાયું જે અંતઃકરણુ,
અમ્રત આયું બહાર;
પીનારાં સત જાણીએ,
પ્રેંમ બડો કીરતાર.



# ઓ ખુદા.

પ્રીતીમાં તું જની,
સદાકાળ જાગુ;
અરે પ્રાંણ પ્યારા,
હું તો એજ માંગુ.
નથી જોઇતી મુંજને,
મોહટઇની સલાંમ;
નથી જોઇતાં દુન્યાઇ,
સુખો તમાંમ.
નથી જોઇતું તખત,
નથી જોઇતું તાજ;
નથી જોઇતું તકલીફી,
શ્રૃષ્ટીનું રાજ.

નથી જોઇતી સ્તુતી,
કોઇ માહરી કરે;
નથી જોઇતું અજ્ઞાંની,
જ્ઞાંની થહરે.
નથી જોઇતી માયાની, ૪૧
મીઠડી બગલ;
નથી જોઇતું હસવું,
ને જુઠ્ઠું રૂદંન.
નથી જોઇતું સંસારમાં,
રહેવું મને;
નથી ગમતું જંગલ,
ભટકવું મને.
નહીં ચાલું જમીનપર,
તુંજના વગર;

નથી જોઇતી મરણુ,
ને, જીવણુ શીકર.
નથી ગમતું છોડ્ડું,
આ ખાકી બદન;
નથી ગમતું જીવતર,
કે, તુંજમાં છે મંન.
નહીં માંગું કે પરવતપર,
વાસો કરૂં;
નહીં માંગું મદારી,
તમાશો કરૂં.
નથી જોઇતી છુપી
શક્તિઓ મને,
ચમત્કાર જેહનાથી
યોગીઓ કરે.

નથી માહરે
[1]અષ્ટ-સીદ્ધી દરકાર,
એક તરસું તો તરસુ
તુંજ મેલ્હવા પ્યાર.
જોઇયે તો જીવતરમાં
તુંજ આવી જા,
ને, જોઇયે તો આંખોમાં
આવી સમાં.
જોઇયે તો જીગરમાંજ
વાસો તું કર,
ને જોઇયે તો તુંજ
હાથ માહરો પકર.
જોઇયે તો મસ્તકમાં
ઘુંમવા તું માંદ,

ને જોઇયેતો રગોમાં
પ્રીતી પોંહચાદ.
જોઇયેતો કાંનોમાં
આવીને બોલ,
ને, જોઇયેતો અંતરના
પટ માહરા ખોલ.
જોઇયેતો હવામાં
મલીને આવ,
ને જોઇયેતો આતશમાં
માલીક દેખાવ.
જોઇયેતો આકાશમાં
ઉંચો રહે,
પણ છુપો તુંજ પ્રીતીથી
મલતો રહે.

જોઇયેતો પ્રેમસાગર
પેટામાં પૅસ,
ને જોઇયેતો માંથાંપર
આવીને બેસ.
જોઇયેતો ભુમીમાં
જજે સમાઇ,
પણ અંતરની આંખોથી
બતાવ ખુદાઈ.
જોઇયેતો ગરીબમાં
ગરીબ તું થા,
ને,જોઇયેતો શેહનશાહનો
શેહનશાહ કહેવા.
પણ ઓળખાયો જયારે
તું સૌમાં ખુદા,

છુપાવી તુંજ પ્રીતી
શું થશે જુદા?
તુંજ પ્યારી પ્રીતીમાં
થાવું ખતંમ,
તુંજ માહરાં જીગરમાં
પ્રીતીનો દંમ.
તુંજ કર ફનાં
હુંની ખુદી તમાંમ,
તુંજ પ્યારો અલ્લાહ
અહુરમજ્દ રાંમ.
તુંજ માહરો પીતા
ને તુંજ માહરી માં,
તુંજ માહરો બંધુ
ને પ્યારી સદા.

તુંજ માહરા આત્માંનો
આત્માં ખરો,
તુંજથી વીખુટો
એ જીવતર જલો.
તુંજ માહરી આશા
ને, તુંજપર ઉમેદ,
તુંજ પ્યારી પ્રીતીમાં
પડયો છું કેદ.
તુંજ માહરી જાગરૂતી
તુંજ માહરી ઉંઘ
તુંજ માહરી રાહત
ને, તુંજ માહરૂં દુઃખ.
તુંજ માહરાં વચનમાં
આવે સદા,

ને, તુંજ માહરા હાથોથી
લખે ખુદા.
તુંજ ખરો તું
અને હું અભિમાંન,
હું કાપી માલીક
ને કરજો હેશાંન.



**નોહીત અસ્તી પઇરી**
**મઝદાંઓ**
(અવસ્તા)

અર્થ—ખુદા શીવાય કોઇ ચીજની
હસ્તી નથી.

**નીસ્ત હસ્તી બઝુઝ**
**યઝદાંન.**
(દસ્તુર હઝરત આજર કયવાંન)

અર્થ—ખુદા શીવાય કોઇ ચીજની
હસ્તી નથી.

## લા ઇલાહ ઇલ્લીલ્લાહ.

( કુરાંન )

અર્થ—ખુદા શીવાય કોઇ ચીજની હસ્તી નથી.

## વાસુદેવ: સર્વ મિતિ

( ગીતા )

અર્થ—આ બધું વાસુદેવમય છે.

---

વાસ્તે પરવરદેગાર,
જે કાંઇબી છે,
તે તુંજ છે.

પાણીનું પડવું
તુંજ ગ્રીષમ અંગાર,
વૃક્ષોનું ઉગવું
તુંજ વસંત બહાર.
ચંદ્રનું વધવું
તુંજ સુર્યનું તેજ,
તારાની ચમક
તુંજ માલીકની છેજ.
ફુલમાં સુગંધ
તુંજ બુલબુલ અવાજ,
સીતારમાં તુંહ
તુંજ યોગી માહરાજ.
કીડી અવાજ
તુંજ સિંહનો પુકાર,

વાદલ ગરજનાં
તું જ વીજલી ચમકાર.
માંહસાગર મોજા
તું જ નદી ઘુંઘવાટ,
પહાડોની ટોંચ
તું જ અંધારો વાટ.
જંગલ લીલોત્રી
તું જ ખેડુતનો હલ,
બલદમાં તું જ
કરી રહયો ચલવલ.
પ્રેમીનાં આંસુ
તું જ ભકતનો ભાવ,
ખુદીનો ખ્યાળ
તું જ પ્યારા ભુલાવ.

લોભીનું ધંન
તુંજ કાંમીનો[૩] કાંમ, ૧૦
ખુનીનું ખંજર
ને, સાધુનો રાંમ.
સેવકની સેવા
તુંજ શાહી ફરમાંન,
ચોટ્ટાની ચોરી
તુંજ કોટવાલી માંન.
કસાઇની હિંસા[૪]
તુંજ બ્રાહમન ગઉદાંન,
ઉપજાવે, પાલે
ને, ખેંચીલે પ્રાણ.
પ્રીતીમાં મલવું
તુંજ જુદઇ તુચ્છકાર,

પનરગીશમાં આંખ
તુંજ માલીક કીરતાર.
ગુલાબમાં કાંટો
તુંજ નિષ્ફળતા હાર,
સરપનું ઝેર
તુંજ જમરાનો વાર.
સુંદરમાં સુંદર
તુંજ ખુબસુરત નાર,
ને મોહકમાં મોહક છે
તુંજનો ચીતાર.
ઉંચામાં ઉંચી
ને નીચામાં નીચ,
એવી તુંજ પ્રીતી
ને, સ્વારથની રીત.

માછલીનું જલ
તુંજ પંખીની પાંખ,
ચલ્યાંનો ચારો
તુંજ થયો છે પાક.
ગાયોનું દુધ
તુંજ ખેતર અનાજ,
પ્રીતીનું ફૂળ
તુંજ ગરીબ નવાજ.
જુગારની બાજી
તુંજ હારજીત દાવ,
જીત મને જીત
પ્યારા દાસજ બનાવ.
રાજાબી તુંજ, માલીક
રાંણીબી તુંજ,

કુંવર પણ તુંજ પ્યારો
કોણ કહે હુંજ.
રૈયત પણ તુંજ અને
લશ્કરભી તુંજ,
લડનારો તુંજ લડે
કપાયો હુંજ.
હરનમાં તુંજ થયો
કસ્તુરી રૂપ,
પ્રેમીમાં તુંજ રહી
પ્રીતી અખુટ.
તુંજ થયો દુશ્મંન
ને, તુંજ થયો દોસ્ત,
તુંજ થયો વેરાલો
પ્યારો દીલસોજ.

તુંજ થયો દયાળુ
ઘાતકીબી તુંજ,
તુંજ પરબ્રહ્મ[૬]
પણ ખાટકીબી તુજ.
તુંજ વીનાં કોઇ જીવ
વસ્તી નહીં,
તુંજ વીનાં કોઇ જીવ
હુસ્તી નહીં.
જડ તુંજ સ્વરૂપ
તે પૃથ્વી થયું,
પણ શુક્ષ્મમાં શુક્ષ્મ
તો અંતર રહ્યું.
સ્થુળ થાય શુક્ષ્મ
ને, શુક્ષ્મનું સ્થુળ,

પ્રાંણ પ્યારા પ્રીતંમની
શક્તિ અતુળ.
સર્વ શક્તિવાંન
સઘળે સમાય,
સ્થુળ જુવો પથ્થરબી
ઇશ્વર ગણાય.
કોણ બીજું પુંજાયું?
પુંજારી કોંણ?
તુંજ તુંથી પુંજાયો
ભજવ્યો સોંધ.
તુંજ થયો પુંજારી
તુંજ થયો દેવ,
દાસ જરા જીગરમાં
નીરખી તો લેવ.

કે સુંદરમાં સુંદર
ને, મોહક મધુર,
છે તેજસ્વી તેજસ્વી
પ્રીતમનું નુર.
તુંજ ગ્રહ મંડળ
અબજો અબજ,
તુંજને કલપવું
એ મુજપર ગજબ.
તુંજ માહરો ચંદ્ર
ને, તુંજ માહરો સુર
તુંજ માહરો મંગલ
ને શુક્ર મધુર.
તુંજ માહરો શની
ને બ્રેસપતી પાક,

તુંજ પ્યારા બુધની
હું ચુમુંછું ખાક.
તુંજ માહરી ઉત્પતી
તુંજ માહરો નાંશ,
તુંજ માહરાં પાલંન
ને, જીવણની આશ.
તુંજ માહરી રાશી
ને, સુરજ થયો,
તુંજ માહરો હરશચલ[૭]
[૭]નેપચ્યુંન થયો.
તુંજ થયો તુંજ
પ્યારા કુલ્લે બ્રહ્માંડ, ૧૯
ભોજનમાં નીમક
ને, મીઠાઇમાં ખાંડ,

તુંજ ગુલ નરગીશ[૫]
ને મોથરોબી તુંજ,
તુંજ માહરૂં ગુલાબ
ને ચંપોબી તુંજ.
તુંજ બને કીડી
ને તુંજ બને ગજ,[૮]
તુંજ બને હિંમાલય
તુંજ બને રજ.
તુંજ બને આતશ
ને પાંણી હવા,
તુંજ બને આકાશ
ને ભૂમી સદા.
તુંજ થયો દર્દી
ને તુંજ થઇ દવા,

હકીમ પણ તુંજ થયો
માલીક સદા.
તુંજ તાહરી ખુદીમાં
આપણ છુપાય,
ને તુંજ તાહરી કુદ્રતથી
જાહેર દેખાય.
તુંજ તાહરો વીદ્યાર્થી
ભણેબી તુંજ,
ને તુંજ તાહરો મેહતાજી
બનેબી તુંજ.
તુંજ તાહરી પ્યારી
ને પ્રીતંમ થયો,
ને તુંજ બની દાસ
પ્રેંમ કરતો રહ્યો.

તુંજ બને સાહુકાર
ને, તુંજ બને ચોર,
તુંજ બને કસબ
ને, તુંજ કસબીદાર.
તુંજ બને દીવસ
ને, તુંજ બને રાત,
તુંજ રહ્યો મતવાલો
પ્રેમીની પાસ.
તુંજ બને રસોઇયો
તુંજ બને અન્ન,
તુંજ બને જમનારો
જમવાનું મંન.
તુંજ બને કોયલ
ને, મેના, ને મોર,

તુંજ બને વાધ્વરૂ
ચોપગાં ઘોર.
તુંજ બને લુટારો
દીલ લુટે તુંજ,
તુંજ પ્યારો લુટાયો
ખુશીથી તુંજ.
તુંજ તુંજ, તુંજ તુંજ
તુંજ તુંજ, તુંજ,
તુંજ બાહેર ભીત્તર
ને આરપાર તુંજ.
તુંજ ઉપર, નીચે
ને ચોપાસ તુંજ,
મુંજ પ્યારૂં અંતરનું
પંખેરૂં તુંજ.

તુંજ માહરી પ્રીતી
ને, તુંજ માહરો પ્યાર,
તુંજ માહરી મોહબતનો
ફુંકે અંગાર.
તુંજ સાથે સંગત
ને તુંજ સાથે રંગ;
તુંજ માહરાં આંસુઓ
નુંછે પ્રીતમ.
તુંજ માહરી પ્રીતીની
છીપાવે પ્યાશ,
ને, તુંજ મુંખ છુપાવી
કરે નીરાશ.
તુંજ બની છબીલી
ફેંકે નજર,

ને, તુંજ બની તીર
માહરૂં વીંધે જીગર.
તુંજ નગુનો,
ગુણવંતો તુંજ,
તુંજ કરે જખમ
ને તુંજ લાવે રૂજ.
તુંજ તાહરી પ્રીતીથી
પરગટ થયો,
ને તુંજ માહરાં અંતરમાં
છુપતો રહયો ?
તુંજ તુંને ઢુંઢે
ને, તુંજ પાંમે તુંજ,
હુંજ કહું માલીક
તો ખાક મલું હુંજ.

તુંજ માહરી પાસે
ને, તુંજ માહરી દુર,
તુંજ માહરી રોશની
ને, અંધારૂં પુર.
તુંજ તુંજ પ્યારો
ને વાહલો મધુર,
તુંજ પ્રેંમ પ્યાલો
ને પીનારો તુંજ.
તુંજ હુંજ, હુંજ તુંજ
તુંજ તુંજ તુંજ,
દાસ થયો ફનાં
તો પ્રગટયો તુંજ.
જલી જાવો મીંડાંનું
"હું" અભિમાંન,

સ્વાસજ ભરૂં પ્યારા
તુંજ માહરો પ્રાંણ.
તુંજ માહરી પ્યારી
ને વ્હાલી દીલબર,
તુંજને મનું
નહીં રહેતી સબર.
તુંજપર દીવાંનો
હું આશક થયો,
તુંજ જોઇ ઓરૂપે
પ્રીતમ થયો.
તુંજ જોઇ મનમોહન
ખુબસુરત નાંર,
તુંજપર કીધું દીલ
દાસે નીસાર.

તુંજ તુંજ, તુંજ તુંજ
તુંજ તુંજ, તુંજ*,
તુંજ તુંજ, તુંજ તુંજ
તુંજ તુંજ, તુંજ.
તું તાહરૂં પ્યારૂં
ને લાડકુયું નાંમ,

*આય સાતમો તું લખતી વેળાએ એક નીરદોષ કારી કીડીએ ડોહતી કે આવીને અચાંનક પોતીકું માથું પેનસીલની અની, અને ડાયરી બુકમાં લખાતાં "તું" નાં મીંડાની વચ્ચે મુકી દેવાથી, તે વીંધાઈ ગઇ હુતી. અરે દાસ, માલીકે તાહરૂં સાચ્ચું ભવીષ્ય વરત્યું છે તે, તું સુખ દુઃખનો ત્યાગ કરીને સમજી જા, કે તાહરૂં પોતાનું માથું પણ એજ પ્રમાણે જયાં

તુંજ ગૅાડ અલ્લાહ
અહુરમજ્દ રાંમ.
શું હુંજ તાહરો ખુની
ને તુંજ માહરો ભોગ, ?
માલીક, ગહંન૪૪
તુંજની પ્રીતીનો યોગ.

---

સુધી તુંની પ્રેમ તલવારથી વીંધાશે નહીં, ત્યાં સુધી પેલી માલીકનાં નાંમપર ફીદા થયલી ફીરી મીસાલે, તું પણ તુંને મલી શકુશેજ નહીં. પંદર મીનીટ સુધી, તે જીવ અર્પણ કરવાવાલા જીવને રીબવું પડયું હતું. ત્યાર પછી થંડા પાણીનો એક છાંટો નાંખવાથી તે સત પ્રેમનું શીક્ષણ આપવાવાલો ગુરૂ તુંમાં સમાઈ ગયો.

તુંજ બની કીડી
ને અર્પણુ ગયો,
તુંજ દાસ, શા સારૂ
જીવતો રહ્યો.
પ્રેંમ નહીં તેથીજ
મુંજ કાળું મુંખ,
પ્રેંમ નહીં તેથીજ
અંતરનું દુઃખ.
પ્રેંમ નહીં તેથીજ
ભારી જુદાઇ,
નહીંતો જતે નહીં ?
તુંથી વીંધાઇ ?
નહીંતો થઇ જતે
એક પાછો એક,

પ્રેંમ નહીં તેથીજ
વીખૂટો છેક.
પ્રેમ નહીં તેથીજ
જીવતો રહયો,
તુંજનો પ્રેંમી કહાં
ખોટી થયો.
ખરી પ્રેંમ-ભક્તિ
ન લાગી હવા,
ન જીવતો, મુવેલો
ન લાગુ દવા.
દાસ તુંનું બધું
તુંપર કરજે નિંસાર,
કીડી થઈ માલીક
શીખવ્યો પ્યાર.

## પ્રેંમ સ્વરૂપ.

અહુર અહુર મજદા મજદા,
રાંમ કૃષ્ણ હક અલ્લાહ.
ગૉડ ઇશ્વર ને પ્યારો બ્રહ્મંમ,
હરી અજીઝો સર્વે નંમ.
પ્રેંમ-ચંદ્રમાં એવી મેહેર,
જ્યાં ઉગ્યો ત્યાં લીલા લેહેર.
નીંચા પ્રદેશમાં દયા બની,
સમાંન ભૂંમીપર પ્રીત કહી.
ઉંચે શીખર ભક્તિ ભાવ,
પ્રેંમ-ચંદ્રના ગુણજ ગાવ.
દયા, પ્રેંમ, ભક્તિ મારગ
અખંડ પ્યારનાં રૂપ,

સંમજી લેતો સંમજી લે
બોહલુંં પ્રેંમ સ્વરૂપ.
ભક્તિ પ્યારમાં માતપીતા
સદગુરૂ પયગંમબર,
સત પ્રીતી જે સમજ્યો
ભક્તિ કીધી ઇશ્વર.
સમાંન પ્યારમાં ભાઇબંધુ
બધા જગતના જીવો,
સમાંન પ્યારમાં સ્ત્રી સમો
નહીં જગતમાં દીવો.
દયા, પ્યારનું મૂળ સ્વરૂપ
દુ:ખ્યાંઓથી દાહજો,
પ્રાંણીતો બાળક સમાં
નહીં કાપતાં લાજો?

શા શારૂ ઘાતકી બનો
ભુલી પ્રેમ સ્વરૂપ,
નીચે તબકકે દયામાં
માલીક પ્રેંમ અખુટ.
સત પ્રેંમ સાગર થયો
પ્રેંમ જપીને જાપ,
દાસ અજ્ઞાની ના જુવો
જુવો પ્રેંમ પ્રતાપ.
જેહણે વીસારી દયા
તેજ ગમાવે પ્યાર,
કહો ભાઇઓ, ભક્તિ તે
કેંમ કરે કીરતાર.



# પ્રીતી લાગે તો શું બને?

વીદ્યાપર પ્રીતી લાગે
પુરૂષ બને વીદ્વાંન,
શરીરપર પ્રીતી લાગે
પુરૂષ બને પૈહેલવાંન.
ભક્તિપર પ્રીતી લાગે
ભકત બને ભગવાંન,
તત્વપર પ્રીતી લાગે
પાંમે તત્વ ગ્નાન.
સ્ત્રી ઉપર પ્રીતી લાગે
પતંગ્યું ઇનસાંન,
દીપકમાં જે જઇ મલે
તેજ પાંમે યજહાંન.

હવસ પર પ્રીતી લાગે
નર બને હયવાંન,
[૯]સંમતામાં પ્રીતી લાગે
ભુલે જુદઈનું ભાંન.
સત્યપર પ્રીતી લાગે
[૪૫]ઑંમ સ્વરૂપી શાંન,
પ્રીતીપર પ્રીતી લાગે
[૪૬]પરંમપદ પુગે પ્રાંણ.
દયાપર પ્રીતી લાગે
સૌ જીવ એક સમાંન,
લોહી સ્વાદ પ્રીતી લાગે
ઘાટકી કરે ગુમાંન.
[૪૭]માયામાં પ્રીતી લાગે
માંગે બહુ સનમાંન,

જરા જરામાં ઓછું લે
અજ્ઞાંની અપમાંન.
આત્માંમાં પ્રીતી લાગે
દાસ પુકારે જાંન,
પ્રીતંમમાં પ્રીતી લાગે
પ્રેંમી બને મસતાંન.
આપવાપર પ્રીતી લાગે
ત્યારે બને સુલતાંન,
માથું ઉતારી ફેકી દે
એ તે દાતા દાંન.
માલીકપર પ્રીતી લાગે
ત્યારે તજું હું પ્રાંણ,
મંન આત્માં બુદ્ધી સાથે
જીગર જાંન કુરબાંન.

## પ્રેંમ પર્વત.

પ્રેંમ પર્વતપર સૌ ચઢે
પણ થોકર થોકર ખાય,
ખૂબ સંભાલે [૧૦]વીષય ખીણ
તેજ શિખરપર જાય.
ઉંચું શિખર ઇશ્વરી
તહીં ન અંગ વીલાસ,
તહીં ન મલવું શરીરથી
તહીં ન [૪૧]માયા વાસ.
તહીં ન રૂપ, કે મોંહીની
તહીં ન શરીર વીકાર,
તહીં ન સ્ત્રીને જોવાની
તહીં તો બ્રહંમ ચીતાર.

એકજ દગલું જે ચુકે
ખીણમાં પડે જરૂર,
ચઢે તો ચુંબંન માલીક લે
પડે તો ચાટે ધુર.
ચુકે તો ચુકે જંનમારો
ભુલે તો ભુલે ભાંન,
ચાલે તો ચાલે મહાંબળી
અટકે તો અટકે ગ્નાંન.
નેંમ ધરે જે નારાયંણુ૧૮
એક સરખી હોય ચાલ,
દાસ કહે સત પ્રેંમ કરે
તે પહોંચે દીન દયાળ.

## જલી જા-ડુબી જા.

જલી જલી ધુંવો બની
તજે વીષય[૧૦] વીકાર,
ત્યાર પછી નહીં જલવાનું
પ્રગટે પ્રેંમ અંગાર.
સલગી સલગી પ્રીતીમાં
આગ લાગે જેવાર,
રૂપ જલે માયા[૪૧] જલે
જલે સ્વાર્થ વીચાર.
સોનું જલે, અકસીર બને
વાસનાં જલે, આરામ,
૧૦કાંમ જલે તો, સત પ્રેંમી
માયા જલે તો, રાંમ.

લોભ જલે, સંતોષ થાય
હૂંપદ જલે તો, દાસ,
જીગર જલે તો, સત ભક્તિ
જુદઇ જલે, સન્યાસ. ૧૧
જ્યારે જલે છે, માંન અપમાંન
સમતા આવે શાંન,
માહરૂં માહરૂં મુંકી દે
પરગટશે યજદાંન.
શાંતી તો ત્યારેજ મલે
જ્યારે જલાવે ક્રોધ
શાંતી તો ત્યારેજ મલે
જો નહીં માંગે ભોગ.
શાંતી તો ત્યારેજ મલે
અંતર ચાલે રાંમ,

જલો હમાંરી વાસનાં૧૨
જલો હમારૂં નાંમ.
જલો હમાંરી જીંદગી
જલો સ્વાર્થ વીચાર,
જલો હમાંરી અજ્ઞાંનતા
મલો મલો કીરતાર.
જલો હમારૂં મહત્વ,
જલો હમાંરી યાદ,
જલો માયાનાં આંસુંઓ
જલો બધી ફર્યાદ.
જલો હમાંરૂ સુખદુઃખ, ને
જલો અંતર પરીતાપ,
જલો હમાંરી જુદાઇ, ને
આવી મલો, તો, આપ.

શાંતી તો, ત્યારેજ મલે
હુંપદ જલે જો ખ્યાલ,
શાંતી તો ત્યારેજ મલે
જો ભેટું દીનદયાળ.
પાંણીમાંથી માછલી
જો નીકલે, તો મોત,
તુંજમાંથી, જો હું નીકલું
થાય જીવણની ઓટ.
મંન ડુબેજો પ્યારમાં
ભક્તિ લાવે બહાર,
જીવ ડુબેજો આત્માં
તુટે બંધંન તાર.
ભોગ ડુબે વૈરાગમાં ૧૩
ત્યારે સાચ્ચો યોગ,

[૧૨]તૃષ્ણા, [૪૧]માયા, [૪૧]મોહ દુબે
છુટે હરખ, ને શોક.
ઈંદ્રીઆ પાંચે દુબે
એક હરીના ધ્યાંનમાં,
આપોઆપ ઉદ્ધાર થાય
અજ્ઞાંનીનો જ્ઞાનમાં.
દાસ ડુબીને જીગરમાં
જ્યારે બોલે બોલ,
પ્રેંમ વીનાં નહીં કંઇ બોલે
પ્રીતી મોળ અમોળ.
રૂપ ડુબે જો ગુણમાં
ગુણ ડુબે જો જ્ઞાન,
જ્ઞાન ડુબે, જો ધ્યાંનમાં
જીવતર જીવ પ્રમાણ.

જુઠ ડુબે જો સાચમાં
મહીમાં મહાં અનંત,
માલીકનો મેલાપ કરે
સત્યવાદી સંત.
વસવસો જયારે ડુબે
એક અચલ વીશ્વાસમાં,
નહીં મલવાનું મલી જાય
ઉત્પતી કે નાશમાં.
ભય ડુબે છે બેફીક્રી
[૧૨]વાસનાં ડુબે છે ત્યાગ,
પુરૂષ ડુબે જો પ્યારમાં
છુંદી નાંખે નાંગ. ૧૦
[૯]સંમતામાં તો [૪૧]મોહ ડુબે
વલી ડુબે અભિમાન,

દુર્ગુણો નાંમે ડુબે
એક હરીને ધ્યાંન.
જીવ જગત, ૯સંમતા સાગર
ડુબવા લાયક દાસ,
સારૂં નરસું નહીં રહે
સત સંમતાની પાસ.
જલવું ડુબવું, જે જાણે
પુરો જાણે યોગ,
દાસ કહે કોઇ અજમાવો
તમાંમ તજીને ભોગ.
ડુબાવનારો તો માલીક
ડુબનાર એક મજુર,
પ્રેંમ મજુરી કરી કરી
રતન લાયો હજુર.

# પ્રેમ-ધોબી.

મન મેલાં કપડાં લેવા
આવ્યો ધોબી આજ,
અરજ કરે કે પ્રેમ કરો
ધરો જીગરમાં દાજ.
સાબુ સમતા લગાડીયે
જુદાઈ મેલ કપાય,
ઉંચનીચ દાધા સઘળા
એક પલકમાં જાય.
પાંણી નીર્મળ પ્રીત છે
જબકોળે જો અંગ
ઉજવળમાં ઉજવળ કરે
અસલી પાછો રંગ.

ભક્તિ-પથ્થર ઝીકીયે
મેલું ઘેલું મંન,
જેહવી જેહની અફાળઝીક
દીપે અંતઃકરણ.
દયાભાવ, તે સંમજો ખાર
ધોબી વાપરે કુલ્લ,
બધા પયગંમબર કહી ગયા
દયા ધર્મનું મૂળ.
સત-સંગત એવી ભઠ્ઠી
ઉકળે મેલું મંન,
જીવ-કપડાં નીર્મળ કરે
તાપ લાગે સતસંગ.
૧૨ વાસનાંનો બીનાશ તો
૧૩ વૈરાગમાંજ સુકાય,

સત તપાવે સુર, તેજ
સત ધોબી કહેવાય.
અસ્તરી તો, શ્રી સમજ
કોયલા પ્રેમ અંગાર,
કોરો કકરતોજ બને
જે જીવ તજે વીકાર.
કાંજી તો, સત કર્મની
જીવતર નાંખો ભાઈ,
બધા પયગંમબર કહી ગયા
કર્મ કરો સચ્ચાઈ.
હુવસ તણી જે રાખ, તે
ખંખેરી તું નાંખ,
અસ્તરીમાં જો રહી
જીવ કપડાંમાં ડાઘ.

ખૂબ તપાવી માર્યે
જીગર ઉપરજ છાપ,
ધોબી તે ૧૪યોગીજ બને
સંસારે વૈરાગ. ૧૩
પુર્વ જન્મનાં કપડાંઓ
એક વાગે બંધાય,
માલીકને પોંહચાડીને
પ્રેંમ ધોબી હરખાય.
પ્રેંમ સાગરમાં જો ધુવે,
ઈંદ્રી-કપડાં પાંચ,
દાસ કહે સત જાણીયે
સાચ ન લાગે આંચ.



# પ્રેમ-સાગર.

કહાં કીનારો જગત રહે
કહાં ભૂમીનો અંત,
પ્રેમ સાગરે ડુબાવી
દુન્યાંઓ અનંત.
પૃથ્વીમાં પાંણી એનાં
સૌ જગે ફેલાય,
યોગીનાં આશ્રમ સુધી
ભોગી ઘરમાં જાય.
ઓછો વધતો પ્રેમ તો
હર ઠેકાંણે હોય,
કોઇ જરા દલગીર બને
કોઇ હ્રદયામાં રોય.

કોઇમાં એની ભરતીનાં
પાંણી જો ઉભરાય,
ઘેલો બસ દીવાંનો થઇ
હરી હરી ગુણ ગાય.
જયારે મોહબતના મોજા
ઉછલે અંતઃકરણ,
દયા પાંણીની રેળમાં
ધાટકી ડુબે મંન.
જયારે એહની પુરમાં
જીવ જગત ધસડાય,
એક સરખો જો પ્યાર તો
જે ચાહે તે થાય.
પ્રેમ સાગરમાં પરોધ્યે
જો સુર્ય ઉગે સત,

જ્ઞાનીઓનું જ્ઞાન રહે
ને, પ્રેમીઓનું પટ.
પ્રેમ-સાગરમાં અંધારૂં
જો નહીં ઉગે સુર,
સત વીના પ્રીતીજ કહાં?
એક વચનથી દુર.
પ્રેમ સાગરમાં દાસને
જરા ડુબાવો કોઇ,
પાંણી નહીં, જો પ્રેમનું
તરસો મરસે રોઇ.
હર ઠેકાણે પ્યારમાં
લાગે જયારે દીલ,
ખરાં જીગરથી ભેટવા
નહીં કરવાની ઢીલ.

તજવો તો સ્વાર્થ સદા
તજવું મેલું મંન,
તજો શરીરી આશને
ભેટો અંતઃકરણ.
પ્રેંમ—નદી તેતો માયા ૪૧
પ્રેંમ-સાગર પરમેશ,
નદીમાંથી સાગર મલે
પ્રેંમ પ્રીતમને દેશ.
જો નદીમાં અટકે કોઇ
સાગર નહીં મલાય,
માયામાં લલચાયો તે
માયામાંજ અટવાય.
નાંહનાં નાળાં, કુટુંબ કબીલા
નાત જાત તું જાણ,

એહમાં જે અટકી બેઠા
સાગર કહાં પીછાણ.?
નાળામાં ખાબોચ્યું હોય
એ તો સ્વાર્થ વીચાર,
તેહમાં એક જીવડો વસે
"હું" નો એજ ચીતાર.
એ જીવડો જંજાલથી
છુટટો કદી ના હોઇ,
જ્યાં તક "હું" નો "હું" રહે
"તું" ને દીએ ખોઇ.
તું કહાં ને હું કહાં
પ્રીતમ તુંજનો દાસ,
સાગરથી સંયોગ નહીં
ત્યાં તક જીવ ઉદાસ.

પ્રેંમ સાગરમાં તરવાંનું
સમજે જયારે કોઈ,
ડુબવું નહીં જાંણે ત્યારે
જીવતર દીયે ખોઇ.
૧૫ મોક્ષ ન માંગે સત પ્રેમી
માલીકમાં ચીત પોય,
અર્પણ તે બસ પ્યારમાં
અમ્રત આંસું રોય.

## પરીણામ શું આવે.

જે હાથ કરે મેહનત
તે હાથ માટે નહીં,
ને પગ કાપે મંજલ
તે પગ માટે નહીં.

ચાતી આપે મુખજ
તે મુખ માટે નહીં,
પણ સુખ દેતાં બીજાંને
ખુદ જુવે સહી.

---

ઉસ્તા અહુમ્માંઇ યહુમ્માંઇ
ઉસ્તા કહુમ્માંઇ ચીત
(ઉસ્તવદ ગાથા)

અર્થ-સુખ તેહને છે, કે જેહનાંથી
સુખ બીજાંને છે.



# તજતો નથી.

કીસ્મત તજે ન જુદાઇને
દાસ તજે ન પ્યાર,
ખમતાં ખમતાં મેહર ઉતરી
ગરીબનવાજ કીરતાર.
શૂરવીર તજે ન રંનભૂમી
દાતા તજે ન દાંન,
ભલો તજે ન ભલાઇને
ભકત નહીં ભગવાંન.
૧૪ યોગી તજે નાં ધ્યાંનને
ગ્નાંની તજે ના ગ્નાંન,
દાસ તજે ના પગસેવા
હંકારી અભિમાંન.

જલચર તજે ન જલને
વનચર તજે ન વન,
દીલ તજે ન દીલરૂબા
અર્પે જયારે મંન.
૩ કાંમી તજે ન ભટકવું
લોભી તજે ન ધંન,
વેરી તજે ન વેરને
કીનો ક્રોધી જંન.
૧૬ મદ તજે ન સંસારી
"હું" "હું" કરતો હોય,
ખાક બરાબર થઇ જતાં
ફોકે ફોકે રોય.
૪૧ માયા તજે નાં માંનવી
જનમ જનમ પસ્તાય,

આદમ ઇવનાં બચ્ચાંઓ
નહીં ખાવાનું ખાય.
ભમરો તજે ન કમળને
૧૭ચકોર તજે ન ચાંદ,
સતવંત તજે ન સત્યતા
૧૮બ્રહ્મ નહીં બ્રહ્મમાંદ. ૧૯
ગાયક તજે ન તાલને
ચોર તજે ન માલ,
જ્યાંબી જેહને જે પ્યારૂં
ત્યાં હોય તેહનો ખ્યાલ.
પ્રેમી તજે શું પ્રેમને
હજાર કરો ઉપાય,
દીલતો આપે એક વખત
રોજ જીગર ચીરાય.

સંજોગ તજે ન સાવચેત
આળસુ તજે ન ઉંઘ,
૩કાંમી તજે ન ભોગને
તમાંમ તજીને સુગ.
સિંહણ તજે ન માંસને
ગાય તજે ન ઘાસ,
સતી તજે ન લાસને
વેશ્યા તજે ન આશ.
દયા તજે ન પ્રેમીઓ
ઘાતકીઓ અભિમાંન,
કાપી, ચીરી, રેંહસી લે
પ્રાંણીઓનો પ્રાંણ.
શરીર તજે ન શરીરને
માંગે ભોગ અપાર,

આત્માં તજે ન આત્માં
કેવળ [૧૮]બ્રહ્ંમ વીચાર.
રૂપ તજે ન રૂપવંતી
સદ્ગુણ જેહની પાસ,
ગોલાબ કરમાયો ખરો
તોબી આયો વાસ.
અગ્ની તજે ન તેજને
જ્યાંતક જલતો હોય,
પ્રેંમી તજે ન પ્રીતને
નહીંબી મલતો હોય.
જલવું દુબવું તલપવું
નીશ્ચય તજે ન પ્યાર,
આત્માંથી આત્માં મલે
ત્યારે તજે સંસાર.

# પ્રેમ પતંગ.

ધ્યાંન ધરૂંજે પ્રીતીમાં
ઉંડે માહરૂં મંન,
બાળકમાં બાળક બની
ચકવું પ્રેમ પતંગ.
માંજો ૯સંમતાનો બાંધુ
સુખ દુઃખ કાપું શરીર,
પ્રેમ દોરી સાબીત ધરી
ભલે આંખોમાં નીર.
માલીકની જો મેહેર, તો
ફુંકે પ્રેમ પવન,
જીવ છુટે જંજાળથી
ભક્તિ લાગે મંન.

પતંગને તો કંની બાંધી
હરી આંગલની ભાઈ,
હરી અક્ષર પ્રેંમનીજ
સૌ જગમાં સરસાઇ.
મંન ચકે બસ પ્યારમાં
નીર્ખે સૌ સંસાર,
ગોલાંટ ખાધીતો કંમબખ્તી
ઉપજે હવસ વીકાર.
ગુંચવાયું રૂપ–ઝાડમાં
જો પ્રીતી પતંગ,
છોડવતાં છુટાય નહીં
મંન લાગે જો અંગ.
દોરી તૂટે પ્રેંમની
જીવ ઘણો ઘભરાય,

મંન ગુંચવી વીષ–ઝાડમાં
અજ્ઞાંની પછતાય.
કુળે વળે મંન ખેંચીયે
ધીરાં સાહેબ કાંમ,
હુલવે હુલવે ઉડાવ્યે
સત પ્રીતીમાં રાંમ.
ચકાવનાર એકચીત બની
ભુલે બીજો વીચાર,
તેંમ તમે એકચીત બની
ભુલી જાવો સંસાર.
ઉંચે જયારે ઘણું જશે
પત્તો દેશે ખોદાઈ,
ત્યાર પછીતો સ્થીર થશે
ભક્તિમાં ચીત પોઈ.

આજુ બાજુથી જ્ઞાની
જોવા આવે ખેલ,
દાસ કહે હું અજ્ઞાની
બાળકોમાં મેલ.
જે નર પ્રીતીનો દોરો
નહીં રાખે પાકકટ,
કાચ્ચો માંજો શું કરે
અરે ચકાવનાર હટ.
નાહકનું ગમાવે નાંમ
લોક તમાશો હોય,
દીલ ચકાવી એક તરફ
મંન બીજીમાં પોય ?
ઉડાવ્વું તો સહેલ છે
ચકાવ્વું મુશકેલ.

ઉથાવ્ની આસાંન નહીં
પ્રેંમ મજુરી હેલ.
કાપાકાપી જો ચાલે
પુષ્કળ પડે મજાહ,
હું કપાવું તો જીતું
પ્રીતીમાં જો કુજા.
ગ્ાંનીઆ નહીં પુથ ધરે
કપાતો હું જોઇ,
કોઇના હાથમાં નહીં આવું
પ્રેંમ સાગર જીવ ખોહઇ.



# માહરી પ્યારી માતા.

માતા, માતા, સૌ કહે
પણ માત ન સમજે કોઈ,
માતા તો જે કોઇ સંમજે
પગ ચુંબન લે રોઇ.
દાસ કહે માલીક કહાં ?
તો માતા ઢુંઢી જોય,
મંન, શરીર, ને જીગરથી
જે પ્રીતી કરતી હોય.
નીર્મળ એના પ્યારનાં
જગત કરે વખાંણ,
ત્રીયા હવસનો દાવ નહીં
નહીં મોહીંની બાંણ.

સ્વપનેબી સ્વાર્થ નહીં
ખુદનોજ અર્પે પ્રાંણ,
એવી કોઈ એક માતાની
સંતજ કરે પીછાંણ. *

---

* ગમે એવીબી કોશીશ કરવા છતાં માહરી દયાળુ માતાએ માહરી ઉપર કીધેલું જીવતદાંનનું હેશાંન ફેરવ્વાને દાસ અસમર્થ છે; કાંયજે હું જયારે માતાના પેટમાં હતો, ત્યારે આંથમે મહીને તેવણને અકસમાત બારણાનો અદગરો લાગી જવાથી, પેટમાં ઘણી ઇજા પુગી હતી, માહરો જનમ થતાં થાયજ નહી; ત્યારે

ડાકટરોએ જાહેર કીધું કે માતાનો જીવ બચાવવા બચ્ચાંને હથ્યારથી કાપીને કહાડવું જોઇયે; માહરી દયાળુ માતાએ કહયું કે, "મરૂં કે જીવું તે માહરાં બચ્ચાંની સાથેજ પણ કાપવા નહીં દેઉં." આખર હું તો માતાના સ્વભોગનુંજ એક અદનાં પરીણામ છું, અને દુન્યાંની રોશની જે મેં જોઇ છે, તે તો તેજ દયાળુને આભારી છે, કાંયજે હું જીવતો જનમ્યો અને આજે ઉછળતાં અંતઃકરણ સાથે માતાના પ્યારને દરસાવું છું કે "જગતમાં માતાના પ્યારની મુકાબીલમાં, કોઇ પણ ચીજ આવી શકવી મુશકીલ છે."

# ખરી મરદાંનગીનો નુશખો.

## બીમારની પરીક્ષા–નામરદ કોણને કહેવો.

નામરદ ચુગલખોરો
નામરદ જે જુઠ,
નામરદ કીનાખોરો
નામરદી દે પુઠ.
નામરદ જે સ્વાર્થી
નામરદ જે ચોર,
નામરદ ધીક્કારથી
નીંદે રાત બપોર.
નામરદ ૩ વ્યભીચારી
ભોગવે ભોગ હજાર,

દાસ કહે લખ કોણપર
મરદી રહી ગમાંર.
નામરદ તો નાહસ્યો
દુ:ખી આંસું જોઇ,
મરદ તો ઉદાસ્યો
વિપ્તી લીધી ધોઇ.
નામરદ સંસારમાં
માંગે ભોગ અપાર,
મરદ તો સુખ પ્યારમાં
તજવાને તૈયાર.
નામરદી જો શરીરમાં
હુજારો ઉપાય,
નામરદી જો જીગરમાં
મરતે દંમ શર્માય.

ના તો મરદી લડાઇમાં
ના તો મરદી હવસ,
ના તો મરદી દવાઇમાં
ના તો મરદી મસ્ત.*
પેહલ્લી મરદી "સત્યતા"
બીજી તે "સ્વભોગ,"
ત્રીજી તો "દુ:ખ સહન કરો"
ચોથી "ઽસંમતા યોગ."
પાંચમી મરદી "પ્રીત" છે
છઠ્ઠી "સ્વારથ ત્યાગ,"
સાતમી તો એવી મરદી
દોરી લાગી નાંથ. ૧૮
આંઠમી મરદી, તે હિમ્મત
એકસરખી સિંહરાજ,

*પેહલવાન જેવું જોરાવર શરીર.

કોઇની મરદી ના જાણું
જીતે જો સરતાજ.
નવમી મરદી નર ખરી
મરતે દંમ બતલાવ,
[૧૨]વાસનાંથી [૨૦]વીમુખ થઇ
જોતમાં જોત સમાંવ.
દસમી મરદી જીવદયા
સૌ જીવ એક સમાંન,
જેહવો પ્યારો ખુદ સમજો
સમજો સૌનો પ્રાંણ.
અગ્યારમી એવી મરદી
હુંપદ જીવણ ખોહય,
માંન નહીં, અપમાંન નહીં
શાંતીમાં ચીત પોય.

બારમી મરદી ભોળપણ
કપટ તજે જો ભાવ,
પાછું મેલવી બાળપણ
૨૧ ચક્રવતી શરમાંવ.
તેરમી મરદી દ્રઢ ઇચ્છા
શ્રદ્ધા જેહને હોય,
ઇશ્વરનેજ આધીંન રહે
નિષ્ફળતા શું જોય.
ચઉદમી તો એવી મરદી
દાસ જીગરમાં ધર,
પ્રીતીમાં તું જનમ્યો
પ્રીતીમાં તું મર.*

---

*ઓ દયાળુ પાક પરવરદેગાર
મને ચઉદમી આમીન કર.

# પ્રેમ આંસુ.

પ્રીતીનાં આંસું માહરાં
ક્યાં સુધી છુપાય,
જાહેરમાંતો કોઇજ વેળા
જીગર રોજ રેડાય.
પેહલ્લાં આંસું જન્મનાં
ઉંચ્આં ઉંચ્આં રોય,
બીજાં આંસું ભોંય ફસર્યાં
જયારે ભરતો હોય.
ત્રીજાં આંસું મસ્તીનાં
ઘંમ મલીદા ખાય,
ચોથાં આંસુ નીશાળનાં
સોટીથી નીપજાય.

પાંચમાં આંસુ પ્યારનાં
જે ઘડી દીલ ખોલ્ય,
છઠ્ઠાં આંસુ જયાં સુધી
પ્રીયા મુખ નાં જોય.
સાતમાં આંસું સ્વપનામાં
હુસ્કે હુસ્કે ભરે,
આંઠમાં આંસું ખ્યાલમાં
જયારે સુરત ધરે.
નવમાં આંસું જો આવે
પર દુઃખીને દુઃખ,
દાસ કહે, કંઈ દુર નહી
પ્રીતમ જુવે સનમુંખ.
દસમાં આંસું ભકિતનાં
જોઈયે એટલાં લાવ,

જેટલી અમ્રતની ધારા
એટલો ભકિત ભાવ.
અગ્યારમાં આંસું આયાં
ક્ષમાં કરો કીરતાર,
હું પાપી તુંજનો બંદો
એક તુંજને આધાર.
બારમાં આંસું હરખ શોક
કદી રડો નાં કોઇ,
ફોકટનું પાણી જશે
ઇસંમતા દેશો ખોઇ.
તેરમાં આંસું જુદાઇનાં
કારણ છુપ્યા આપ,
ચઉદમાં આંસું પ્રેમનાં
માલીક કરૂં મેલાપ.

# સત પ્રેમનું ફળ.

પેહલું ફળ સત પ્રેમનું
અંતર સળગે આગ,
બીજું ફળ સત પ્રેમનું
સ્વાર્થ કરાવે ત્યાગ.
ત્રીજું મન લાગીજ રહે
નીષ્ઠા ભારી એ,
મન માંગી એકાગ્રહતા
પ્રેમ જમાની દે.
ચોથું ફળ સત પ્રેમનું
અંતરમાં વૈરાગ,
પાંચમું ફળ સત પ્રેમનું
હવસ ન દંખે નાગ.

છઠું ફળ સત પ્રેંમનું
શરીર નહીં મેલાપ,
સાતમું દીવાંનાંપણું
જીગર મુકાવે કાપ.
આંઠમું નિતીમાંન રહે
નવમું શરીર સુકાય,
દશમું દિલ દુઃખ્યાજ કરે
અગ્યારમું ગભરાય.
બારમું તો બળહિંણ કરે
જીવતાં જીવતજ મારે,
તેરમું એહનું તીરતો
જે લાગે તે જાણે.
ચઉદમું તો લુટાવી દે
તંન મંન અંતઃકરણ,
પણ દાસ કહે સત પ્યારમાં
નરથી નારાયણ.

# પ્રેંમ-ઘેલો.

ઘેલો ઘેલો સૌ કહે
ઘેલો થયો ન કોઇ,
પ્રેંમ ઘેલો જે કોઇ થયો
હુંપદ દીધું ખોઇ.
ભાંનજ ભુલી પ્રીતીમાં
જે ઘુંમે સંસાર,
એહવા ઘેલા કહાં મલે?
બતલાવો ની યાર.
પરદુઃખે દાઝી ઉઠે
આપ બને ગંમગીંન,
દયામાં ઘેલો થયો, તો
ધન્ય ઘડી તે દીન.

આપ સમાંનાં પર ગણે
પ્રેંમ કરે સંગીન,
૯સંમતામાં ઘેલો થયો, તો
ધન્ય ઘડી તે દીન.
પ્રેંમ આંસું ટપકાવ્યાં
નાંમ લીયે નીશદીન,
ભકિતમાં ઘેલો થયો, તો
ધન્ય ઘડી તે દીન.
ઘેલો ઘેલો સૌ કહે
ઘેલો થયો ન કોઇ,
પ્રીતીમાં ઘેલો થયો, તો
દુઃખજ દીધું ધોઈ.
સ્ત્રી ઉપર ઘેલો થયો
માયા પડયો માર,

તજી [૧૦]વાબયની આશ, તો
પરગટયો કીરતાર.
૪૧ માયામાં ઘેલો થયો
મુંઢ થયો ગમાર,
ઐકયતામાં જાગતાં
આંખો ખુલી ચાર.
દાસ કહે, ઘેલો કરો
સ્વાંમી સરજંન હાર,
પ્રેંમ ઘેલો થઇ દીવાંનો
ધુંન મચાવું પ્યાર.



# સાહેબની પ્રીતી.

અજબ પ્રીતી સાહેબની
ખમતાં નહીં ખમાંય,
સુખ દુઃખ ભેગી લાગણી
વર્ણી નહીંજ શકાય.
એ જખમ એવા થયા
રૂજવા નહીં મંન,
તલપી તલપી જીવ જાય
તુંજ પ્રીતીની સંગ.
એ પ્રીતી એવી પ્રીતી
જગમાં નીંદા થાય,
ઘેલા ગાંડો કોઇ કહે
માહરૂં મંન હરખાય.

એ પ્રીતી એવી પ્રીતી
પારસમણીનો સંગ,
"હું" મીટીને હક બનું
ક્યાં? લોખંડી રંગ.
એ પ્રીતીનાં તેજમાં
દુન્યાં ડુબી જાય,
બુંદ સમાયું સાગરે
પાછું નહીં પરખાય.
એ પ્રીતી લખવા થકી
દાસ થયો છું હું,
લાખ જનમ અર્પણ કરૂં
પ્રીતજ પાંમું અહુ.

# પ્રેંમ જાગૃતી.

ઉંઘ આવે કયાંથી?
જો માલીક જુદાઇ,
ભલેને સુવે પ્રેંમી
મખમલ તરાઇ.
ઉંઘ આવે કયાંથી?
ને દીલને આરાંમ,
જલાવી જીગર
કયાં છુપાયો છે રાંમ.?
ઉંઘ આવે કયાંથી?
જો મનમાં વિચાર,
આખએ અંગ ફુટી
નીકલ્યો છે પ્યાર.

ઉંઘ આવે કયાંથી?
જો પ્રીતી ઘડયાળ,
જીગર વાગે ઠોકા
અહુરમજ્દ દયાળ.
ઉંઘ આવે કયાંથી?
ને શાંતી, ને સુખ,
કે પ્રીતીમાં પડવું
અતી દીલને દુ:ખ.
ઉંઘ આવે કયાંથી?
મુજ મંન ચરવા જાય,
ને, પ્રીતીના ચારા વીન
ભુખ્યું થોકાય.
ઉંઘ આવે કયાંથી?
મુજ અંતર કહે,

જાગી જોવું આજે
શું માલીક મલે.?
ઉંઘ આવે કયાંથી?
જો કે થાકયું છે મંન,
પણ પ્રીતમ વિના
રાત વીતે કઠણ.
ઉંઘ આવે કયાંથી?
એ મજહા ઘણી,
અતી દીલ તરસ્યું
તુંજ પ્રીતી ભણી.
ઉંઘ આવે કયાંથી?
જો જુદો તું હોય,
જે અલગો ખુદાથી
સદાકાળ રોય.

ઉંઘ આવે કયાંથી ?
હું માંગુ અહુર,
તુંજ પ્રીતી વિનાં
નાં બીજું કંઇ મધુર.
ઉંઘ આવે કયાંથી ?
જે પ્રીતીમાં મંન,
કે પ્રીતમ વિનાં
આગ સલગી બદન



# એકજ શબ્દ પ્રેમનો.

એકજ શબ્દ પ્રેમનો
થાકે કચકંઇ ગ્રંથ,
મંન [૧૨]વાસનાંઓ ભેદતાં
પ્રેમ સાગરને અંત.
એકજ શબ્દ પ્રેમનો
નદી દુરની આય,
આવી મલી શું પ્રીતથી
માહસાગરની માંહય.
એકજ શબ્દ પ્રેમનો
શું પ્રીતીનો રંગ,
હજાર ખાણુ આડે હતી
તોઅી મલ્યું મંન.

એકજ શબ્દ પ્રેંમનો
મન ભાવે ત્યાં જાય,
ભાવે અંતર નાંમ લે
ભાવે કીરતન ગાય.
ભાવે તો બુતખાનાંમાં
ઇશ્વર સ્તુતિ થાય,
મન કહે આતશએહરાંમ
મસ્જીદ એક ગણાય.
દીલ કહે કે દેવલમાં
દીવો જલે અહુર,
એકજ શબ્દ પ્રેંમનો
માલીક મલે જરૂર.
એકજ શબ્દ પ્રેંમનો
તમાંમ ખજાંનો માલ,

ભાવી મેલવે તે ભગવંત
પ્રીતે દે જો ગાળ.
એકજ શબ્દ પ્રેમનો
સુખ વર્સે ચોમેર,
સૌ ખેતર ફળવંત થયાં
મેહેરજ કીધી મેહેર.
એકજ શબ્દ પ્રેમનો
બીન વજન કહેવાય,
કોઇ એક અંતર પેસતાં
પરવત ડોળા ખાય.
એકજ શબ્દ પ્રેમનો
દુઃખમાં જોયું સુખ,
હજાર જીવ અર્પણ કરૂં
જો પીયું પાવું મુખ.

એકજ શબ્દ પ્રેંમનો
મનમાં આવે સમાય,
રૂવે રૂંવે રોશની
અંતર ઉજાળું થાય.
એકજ શબ્દ પ્રેંમનો
થયો જુદઇનો નાંશ,
પ્રથમ વિખૂટો હતો
હવે પીયુંની પાસ.
એકજ શબ્દ પ્રેંમનો
બધી મુસીબત અંત,
તીરજ મારે સાહેબજી
ઘાયલ સારૂં અંગ.
એકજ શબ્દ પ્રેંમનો
તલપ તલપ જીવ જાય.

આવી મલજો નાંથજી ૧૮

ફોકટ ફેરો થાય.

એકુજ શબ્દ પ્રેંમનો

આતુર આંખ અધીર,
ધીર ગઇ, ધીરજ ગઇ
થાકી ટૂટે શરીર.

એકુજ શબ્દ પ્રેંમનો

અરજી કરૂં અહુર,
ગમે મારો આ ઘડી
આવી મલો હજુર.

એકુજ શબ્દ પ્રેંમનો

હરખ હરખ ગુણ ગાય,
નાંમ રતન દીલમાં રમે
દુઃખ જનમનું જાય.

એકજ શબ્દ પ્રેંમનો
છૂટે મુસીબત તાર,
તુંજમાં મન લાગી રહયું
પામું તાહરો પ્યાર.
એકજ શબ્દ પ્રેંમનો
બધાં જ્ઞાંનનું મુળ,
જંન જીવ સર્વે પ્રીતથી
દેખાયાં એક તુળ.
એકજ શબ્દ પ્રેંમનો
નસીબવંતો દાસ,
નિષ્ફળતા પર નિષ્ફળતા
આખર પુરી આશ.
એકજ શબ્દ પ્રેંમનો
ખૂટયા સર્વ બોલ,

શુદ્ધી ગઇ પ્રભુ પ્યારમાં
ભક્તિ મલી અંનમોળ.
એકજ શબ્દ પ્રેંમનો
કોઇ ન બુજે સાર,
શું અગત બીજી રહી
મલે જો તું કીરતાર.



# માલીક કરે, તે કોઇ નાં કરે.

કાંય દાસ તું ચીંતા કરે, ?
માલીક કરે તે કોઇ નાં કરે.
જ્યાં ચીંતા ત્યાં નહીં સંતોષ,
પ્રીતીમાં લાગે એ દોષ.
ફીકર કરે, જો નહીં વિશ્વાસ,
માલીક પુરે તે કયાંથી આશ.
અરે દાસ ! ચીંતાનું ઝેર,
પીધા પછી શ્રધ્ધામાં ફેર.
ફીકર આગનો જલે અંગાર,
મન ડગમગતાં ભુલે પ્યાર.
બીન વિશ્વાસી પાંમે હાર,
ઝેર ખાવાબી થાય તૈયાર.

નહીં સમજે? નહીં ધીર ધરે?
કે માલીક કરે તે કોઇ નાં કરે.
તન મન જીગર સોંપું પ્રભુ,
મારે જીવાડે, તેહનુંજ બધું.
તેજ સંભાલે જયારે લાજ,
કાંય ઉદાસી દુખ્યો આજ.
સત ઇચ્છા, તો તેહનીજ વડી,
સુખ દુઃખ કેવળ પાજ ઘડી.
જો સોંપી દે તુંજ લગાંમ,
ઘોડો પોંહચે પરંમ મુકાંમ.
માર્ગમાં જો થોકર ખાય,
સત અનુભવ તેથી થાય.
એજ અનુભવ સંકટ હરે,
માલીક કરે તે કોઇ નાં કરે.

વિશ્વાસ જેહનીપર મેલો તમે,
તેજ કુબ્બી આંખ આડી કરે.
વિશ્વાસ પ્રભુપર મુકી જોવ,
ગળુ આપું, જો નિષ્ફળ હોવ.
પણ તે સો ટચ હોય વિશ્વાસ,
નવ્વાનું નહીં પુરે આશ.
જો સત સંમજે આશા ફળે,
માલીક કરે તે કોઇ નાં કરે.
અચળ જેહની કે શ્રધ્ધા રહે,
જે માંગે તે તેહને મલે.
મન બુદ્ધીનું ચલણ નહીં,
કીસ્મત રૂઠેતો હુરમત ગઇ.
પણ એક રબમાં હોય વિશ્વાસ,
પ્રભુ રાખે છે તેહની લાજ.
સો ટચ શ્રદ્ધા અંતર ધરે,
કે માલીક કરે તે કોઇ નાં કરે.

# પ્રેંમ પર્વતપર ચઢનાંર.

પ્રેંમ પર્વતપર કોઇ ચઢી
આડો અવળો જાય,
સ્વારથ-ઝાડી અટકતાં
આગલ કેંમ વધાય.
પ્રેંમ પર્વતપર કોઇ ચઢી
ભીક્ષા માંગે જયાર,
નીર્મળમાં નીર્મળ પ્રીતી
તોબી માયા માર.
પ્રેંમ પર્વતપર કોઇ ચઢી
કંઇજ ન માંગે જયાર,
તન મન જીગર અર્પણ કરે
સાંમોજ મલે કીરતાર.

પ્રેંમ પર્વતપર ચઢવાનું
સંમજે પ્રેંમી કોઇ.
જ્યાંતક સ્વાંમી મુખ નહીં
આંસું દીયે રોઇ.
સુખ દુઃખ ટેકડી ઓળંગવા
૯ સંમતા લેવી સાથ,
પ્રેંમ ભોમ્યો પ્રેંમ પર્વતપર
પ્રેંમ બતાવે નાંથ. ૧૮
પ્રેંમ વીનાં જગ્યાજ કહાં,
કે ડગલું મુકે કોઇ,
પ્રેંમી સઘલે પ્રેંમ કરે
ને હુંપદ દીયે ખોહઇ.
દાસ જગતના સાર રૂપ
સમાંન સમજ્યે પ્યાર,
શત્રુઓ સ્નેહીજ બને
ત્યારેજ મલે કીરતાર.

# પ્રેંમ-દરજી.

માલીકની મરજી થતાંજ
પ્રેંમ દરજી તૈયાર,
મન ફાટેલું સીવીને
સફળ કરે સંસાર.
ટાંકા મારે "તુંજ" "તુંજ"
"હુંજ" બધું સીવાય,
માંથે મીંડું છેદતાં
જે ચાહે તે થાય.
મનનું કહયું ના કરે
પ્રેંમ દરજીની રીત,
દીલનું કહયું ના કરે
અજ્ઞાંની ખચ્ચીત.

શરીર સાથે પ્રેમ, તો
માયાનો વિસ્તાર,
આત્માં સાથે દીલલગી
પ્રેમ દરજી ચીતાર.
કાતર તો એવી રાખે
કે વાસનાં મુંકે કાપ,
પ્રેમ સોય સાંધ્યાજ કરે
૧૮ હરજીવણનો જાપ.
પ્રેમ દોરો ટુટેજ નહીં
ગાંઠ ન વચમાં હોય,
રાત દીવસ સીવ્યાજ કરે
દાધ ન લાગે કોય.
માપ લીયે જો જીવ તણું
તો લીયે માપ અમાપ,

કે હરઘટમાં છુપી રહયો
પરંમ કૃપાળુ આપ.
લાંમ્બુ ટુકકું નહીં કરે
ઓછું વધતું કાંઇ,
આપ સમાંના પર ગણી
પ્રેંમ કરે છે ભાઇ.
જીવ-કપડું પ્રેંમ દરજી વીન
શું ઉપ્યોગી હોય,
ગ્નાંનીઆનું ગ્નાંન, કે
આતમાં સાંધી જોય.



# પ્રેંમ—ઝવેરી.

પ્રેંમ—ઝવેરી પરખ કરે
હીરા મોતી નંગ,
કોઇમાં દયા, સમાંન પ્યાર
કોઇમાં ભક્તિ રંગ.
સ્વાર્થનો ૨૩જીરંમ ઝટકો
બારીક કરે તપાસ,
રંગ જુવે જ્યાં પ્રીતીમાં
પગલાં ચૂમે દાસ.
૪૧માયાનાં ડાઘા તણી
એવી રહે પીછાંણ,
૯સંમતામાં જ્ઞાની જુવે
હરખ શૌક નાદાંન.

પરવાલાંમાં પર સેવા
પાનું નિર્મળ પ્યાર,
મોતીમાં મોહટાઇ તજી
હીરો હરી વિચાર.
સોનું ૯સંમતા સંમજીને
ઘાટ ઘડો તૈયાર,
જે નંગ મુકો, તે શોભે
અંતઃકરણનો પ્યાર.
ગૉમેદરમાં દર કરે
ઇનસાફી કીરતાર,
શની ને સત સમજતાં
તજે જુઠ લબાર.
પોખરાજ પાખંડ તજી
માણેકમાં મન માર,

ફીરોજામાં ફીરૈનનો*
શું થયો અવતાર?
લશન્યું લજયા ઘણું
જ્યારે ઉપજે વિકાર,
સાર નથી કંઇ જગતમાં
પ્રીતે ભજું કીરતાર.
દાસ કહે, કોઈ નર ખરો
એટલાં રાખે નંગ,
તે આગળ શહેનશાહપતી
ભીખારી બતંગ.

---

*ફીરૈન નાંમનો શહેનશાહ ફતેહ ફીરોજીથી ફુલાઇને અભિમાંની થઇ જવાથી ખાક બરાબર થઇ ગયો હતો.

# પ્રેંમ-સેત્રંજ.

તુંજની સાથે સેત્રંજનો
ખેલી ચુકયો દાવ,
પ્યાર બાજીમાં માહત થયો
હવે દયા દરસાવ.
કેદ કીધો તેં મન-રાજા
તુંજની આંખ સીપઇ,
હરેક જીગર તે ઉત્તંમ મોહરાં
એકથી એક સવઇ.
નયન સીપઇયા સીધ્ધી ચાલ
૨૪ તીર્છી મારે માર,
શૂરવીરો ઘાયલ થયા
શું માહરી દરકાર.

માહરી બાજી હારની
ખોઇ દેવાનો દાવ,
ઘેરી લીધો આતમાં?
હવે મારગ બતલાવ.
તાહરી ચઋણ શું ઘાતકી
બતલાવી નારાજી,
મન જીગર ખુંચવી લીધું
જીતી લીધી બાજી.
પણ મસ્ત હાથ્થી હું પ્યારમાં
તે નહીં જાણે તું,
આત્માને વલગી પડું
હારૂં કે જીતું.
તું નહીં સંમજે, મોહબ્બતમાં
હું કેવો માહીતગાર,

પ્રીતીની સેત્રંજમાં
નિર્મળ માહરો પ્યાર.
હરી ઘેરની પ્રેંમ ચલણુ
એવો ઘોડો હું.
ચપ દેતો કે કીસ્તર[૨૫] કરી
દીલથી દીલ વીંધું.
લાંબી મંજલનું હું ઉંઠ
દૂર સુધી નીગાહ,
એકજ પાટે ચાલ્યું
પ્રીતીમાં સદા.
હું પ્યાદું સત પ્રેંમનું
માહરી એવી ચાલ,
પ્રેંમ નજરથી પ્યાર કરૂં
જુદઈ ઝટ નીકાળ.

હું વજીર વેહદાંન્યત[૨૬]
નિર્મળ માહરૂં જ્ઞાંન
અંતે તુંને જીતવાનો
તુંજનો દાસ પીછાણ.
સત શેહનશાહ છું પ્યારમાં
કોણ કરે ધીક્કાર,?
એતો પ્રેમ પ્રગટ કરવા
દાસ લીધો અવતાર.
માહરૂં પાટયું જીવજગત
મોહબ્બત મોહરાં ચાલ,
બીજી રમત શું કામ રમું
પ્રેમ કરૂં સંભાળ.
આંઠ પહર જાગ્રત રહો
પ્રીતીમાંજ ખુદા,

આંઠ ઘેર મરતી મારે
પ્રેમજ ઘોડો સદા.
તિરસ્કારથી ભુલાવે
એવો કુદકો પ્યાર,
રમતાં રમતાં કુદી જાઉં
શ્રી પરથી ફીરતાર.
લાંબી ગરદનનું હું ઊંઠ
એતો પ્યાર નિશાંણી,
નબળું મને જે કોઇ ગણે
તેહની મતી દીવાંની.
પ્રેમ હાથ્થીનું અંતકાળે
સેત્રંજમાં છે કાંમ,
નહીં જીતાય, જીવ આપીદું
આખરે યજદાંન.

પ્રેંમ—પ્યાદાંને ધન્ય છે
જો પોંહચે પરગાંમ,
જેહવી રીતનો પ્યાર હોય
મોહરૂં બને તમાંમ.
પ્રેંમ-વજીરનો કારોબાર
નીતી સાથે હોય,
બધું આપીને, એતો એક
આત્માં જીતે, જોય.
એહનો હુમલો કોઇ ઘડી
દીલ તાહરીપર લાવે,
ગ્નાંન સાથે પ્રીતી મલી
તુંજનો દાસ જીતાવે.
પ્રેંમ-સેત્રંજ શું કાંમ રમ્યો
ફક્ત આત્માં કાજ,

પાછું મેલવ્વા પ્યારથી
ખોહી દીધેલું રાજ.
સીડી મેં તુંજની કીધી
પંદર પગથ્યાં પ્યાર,
આંખ સાથે તુંજ આંખ મલી
તીર લાગું કીરતાર.
આતમરાજની એકજ ચાલ
પ્રેમ મોહરાં સંભાલ,
એ સંમજે, તે સૌ સંમજે
એ ભુલે કંગાળ.
સીધ્ધો ને આરો પાટો
હાથ્થી જબરદસ્ત,
શરણ થાય આખ્ખું જગત
પ્રીતીમાં જો મસ્ત.

પ્રેંમ-પ્યાદાંની ધીરી ચાલ
વરસ પંદર વીયોગે,
છેલ્લી ઘડી છેલ્લે ઘેરે
પ્રેંમ કદી ના ચૂકે.
નિતીમાં જીવતું રહ્યું
જુદાઇ ખાઇને ઘા,
પ્રેંમ પ્યાદુ શું વજીર બને?
વાહુવાહ રમનાંરા.
પ્રેંમ-વજીર એવો બળવાંન
જેમ ગમે તેમ બોલે,
જ્ઞાંન સાથે પ્રીતી મળી
ઉભ્મો આરો ડોલે.
આગળ પાછળ બધે ઘેર
પ્રેંમ-વજીરની ચાલ,

અંતર વચમાં બેઠો, તો
નિશ્ચય રાજો નિહાલ.
સદ્દગુણ જીવનાં સંભાલી
દુર્ગુણ મોહરાં માંર,
પ્રેંમ-વજીરની બધી રમત
અંતઃકરણનો પ્યાર.
રાજા તો જીવ-આત્માં
એકજ ડગલું ચાલે,
કિલ્લો પ્રીતીનોજ કરી
બેઠો ખેલ નીહાલે.
કોઇ હારે કોઇ જીતે
બહુ બીકટ સંસાર,
પ્રેંમ સેત્રંજ શીખો જીગર
સત જીવણ તત સાર.*

*તે તેજ તું છે, એ ભાણને ઉત્પન કરવું, એજ ખરી જીંદગીનો સાર છે.

સંભાલો દીલ જાંન
પ્રેંમ બડા સુલતાંન,
સેત્રંજમાં હું રમી ગયો
રમનારો નાદાંન.
કિલ્લેબંધી છોડીને
જે રાજો ફુંકરાયો,
૪૧'મોહ'૪૧'માયા'નો માર ખાઇ
અજ્ઞાને ઘેરાયો.
ઘોડ-જોર તેહને સમજ
સ્ત્રી પુરૂષનો પ્યાર,
એકના જોરપર એક રહે
બળવંતો સંસાર.
ચાર ચાલ પેહલ્લીજ ચાલો
હિંદુસ્તાની દાવ;

દયા, પ્રેંમ, ભકિત કરી
સ્વભોગ બતલાવ.
પછી છેવટ સુધી જીગર
એકજ ચાલે ચાલ,
તે ચલન તે પ્રેંમની
જીવ તેહનાથી નિહાળ.
સદગુણ મોહરાં અચ્છી રીતે
જે કોઇ લાવે બહાર,
જીવતરનાં સંગ્રામમાં
તેજ ખરો લડનાર.
આપી દઇ નાહનું મોહરૂં
મોહટો જીતે પ્યાર,
જીવતાં જીવત તે જગતમાં
ભેટી લે કીરતાર.

પ્રેંમ-વજીર શાંની અતી
ચીંતવો એહની ચાલ,
અણચીતો પ્રગટ થશે
તુંજમાં તે દયાળ.
સેત્રંજ મોહરાં કમાંળ છે
જો જીવ સમજે ખુબ,
મન સાથે સરખાવી લે
સદગુણ આબેહુબ.
પ્રેંમ—પ્યાદું તે દાસપદ
એહની શાખો ચાલ,
પ્રથમ જીવ અર્પણ કરે
પ્રીતીમાં હર હાલ.
પ્રેંમ-હાથ્થી તે સત્યતા
મહા બળવંત બળવાંન,

સાંમો જ્યારે એ ધસે
દુર્ગુણ ભાગે તમામ.
પ્રેંમ-ઊંઠ સ્વભોગ સમજ
ઊંઠ આપી દે, ઊંઠ,
એહનું કંઇ દુઃખજ નહીં
પ્રીતીમાં અખૂટ.
પ્રેંમ-ઘોડાની પકડો પુઠ
એહને કહીયે ખંત,
અર્પણ તો એવા થઇયે
કે, જીત બાજીને અંત.
જીગર ચીરી નીકલી આવે
આખરે મુંજ પ્રાંણ,
મેહેર નજર તુંજ જોઇયે
માયાળુ યઝદાંન.

પ્રેંમ-ઘોડો સૌથી ઉત્તંમ
જ્યારે કુડતો હોય,
કમાંલ બતાવી રાજાને
ખુદનું માથું ખોહય.
પ્રેંમ-વજીર વીવેક ગ્નાંન*
એથી વધુ નાં કોઇ,
બધા સદગુણની એક કુંચી
દુ:ખજ નાંખે ધોઇ.
મન, વાચા, અને કર્મમાં
મસ્લત પ્રેંમ—વજીર,
જે લીયે, તે ઝટ બને
ચાર ઘડીમાં પીર.

*ખરાં અને ખોટાંને પારખી
તેહનો તોલ કરનારી શક્તિ.

પ્રેંમ નજર ચોપાસ કરી
દરેક ચાલો ચાલ,
વેર અદાવત ભુલ નહીં
જો ૯સંમતામાં ખ્યાલ.
મરતીમાં સત પ્રેંમ વજીર
જો જરા સપડાયો.
જ્ઞાંન છુટી અજ્ઞાંન મલે
બેહદ જીવ પસ્તાયો.
છેવટ બસ રાજા હુંદે
આત્માં કીંમ્મત અમૂળ,
પ્રેંમ–સેત્રંજ એહુનીજ ઉપર
ખુલ, રમનાંરા ખુલ.



# પ્રેમ-ત્રાજવું.

પ્રેમ-ત્રાજવે તોલીયે
નર નારી સંસાર,
પેહેલને પલ્લે સત્યતા
બીજે પલ્લે પ્યાર.
સમતા વીનાં જે તોલે
ભુલજ તેહની થાય,
બીગડયો તો ઘરો, કરો
પ્રીતી જેટલી માંય.
એક સરખો જો પ્રેમ વજન
સમતા સમજો સાર,
મન-પલ્લું હલકટ બને
ત્યારે કરે તુચ્છકાર.

બેમન એટલે તો છપ્પન
લુચ્ચો હોય લબાર,
એકમન એટલે એક જીવ
એક સરખો બસ પ્યાર.
પ્રેંમ-ત્રાજવે તોલી લે
જ્ઞાંની હોય તો નાર,
કેટલી નિર્મંળ પ્રીત છે?
કેટલો ૧૦વીષય વિકાર?.
કેટલી રૂપજ મોહીણી?
કેટલી નીતી પાક?,
કેટલો આત્માંનો સંબંધ?
કેટલો સંબંધ ખાક?.
કેટલી પ્રીતી સત્યતા?
કેટલો જુઠ દેખાવ?,

જીગર જીગરથી ખેંચાયું
કોણ કરે અટકાવ.
નમનતાઇ નીચાંણમાં
પડતું ચુંમે પગ,
તુચ્છ સમજ્યે જીંદગી
પ્રભુ સમજ્યે જગ.
નમનતાઇ નીચાણમાં
બંન્ને જોડી હાથ,
ખાક સમજ્યે જીંદગી
જગત સમજ્યે નાંથ. ૧૮
નમનતાઇ નીચાંણમાં
સેવા સમજ્યે સાર,
જીવણ સમજ્યે પ્યાર
અને, મરણ સમો ધિક્કાર.

નમનતાઇ નીચાંણુમાં
હુંપદ ભુલે મંન,
અંતરની આંખો ખુલી
તો, નરનો નારાયણ.
વચમાંનો કાંટો જ્યારે*
સરખો એક સમાંન,
પ્રેંમીઓ બસ પ્રેંમ કરો
પ્રભુ લગાવો ધ્યાંન.

---

* મન એકાગ્રહ થયલું હોવાથી ષુશુમનાં સ્વર જ્યારે ચાલતો હોય, ત્યારે પરવરદેગારમાં ધ્યાંન ધરવાનો ઘણો અનુકુલ વખત છે.

# પ્રેમ-મોચી.

મન જેહનું મોચી બને
પાલીસ લગાવે પ્યાર,
નાત જાતની જુદાઈના
દાધ મીટે ધિક્કાર.
ચાંમ જીગરનું ટીપવા
થોક હથોડી પ્રેમ,
પ્રેમીની જુતીજ બનું
એજ જીવણની નેમ.
સોલ સમજ્યે આત્માં
સૃષ્ટીમાં યકતાઈ,
પ્રેમ જોડી જેટલી નીભે
એટલી છે સરસાઈ.

સપાટ બનાવે પ્રીતીને
મનખામાં જે હર,
હથ્યારો સત-ચીત-આનંદ[૧૮]
પ્રેમ—મોચીને ઘર.
સીવણ [૯]સંમતાની સીવે
સુખ દુઃખ સુતળી માંહી,
નરમાં તે નારાયણનાં
પગ ચુંમી લે ભાઇ.
અંદરનું અસ્તર મુકે
અંતરમાં વૈરાગ,[૧૭]
બાહેરથી વૈભવ કરે
ખરાં જીગરનો ત્યાગ.
દોરી પ્રીતીની બાંધી
મોચી કરે કમાઇ,

પર ઉપકારે દેહ ધર્યો
આપ ગયો ભુસાઇ.
દાસ કહે પરમાત્માં
*મોચી લીયે અવતાર,
ત્યારે સૃષ્ટીમાં જુવો
હર ઠેકાણે પ્યાર.

---

* એવી રીતના મોચીમાં જ્યારે ઇશ્વર અવતાર ધારણ કરે છે, ત્યારે સૃષ્ટીમાં પ્યારની રેળજ આવે છે.



# એક નહીં જોવાઇ શકાય એવો દયાજનક દેખાવ.



૭ સુંદર પક્ષીઓને એક સાથે એક બાંધીને, એક સહવારનાં હોટેલમાં લાવ્વામાં આવ્યાં હતં; જેઓમાંનાં ત્રણ જખમી, અને ત્રણ મરણ પાંમેલાં હતાં. જખમીઓમાંનું એક, કે જેહમાં બીજાં, બે કરતાં જરા વધારે જીવ માલમ પડતો હતો, તેહને મને પ્રાંણી પંખીઓનો હાસ સંમજીને માહરી તરફ દુ:ખથી છવાઇ ગયલી આંખોએ જોઇ, મુંગો પુકાર

ઉથાવ્યો હતો, જે હું લાગણી રૂપે, તે ઘાયલ પક્ષીનીજ ભાષામાં ઉતારી લઉં છું.

---

જખમી થઇને આવ્યાં હમે,
ત્રણ મુવાં પણ ત્રણ જીવ્યે.
નથી ચલાતું એક કદમ,
નથી રહયો પાંખોમાં દમ.
શું કાંસ પીંજરાંમાં મુકો
અરધો જીવ નીકલી ચુકો.
જલદી કાપી દયા કરો,
ઘાતકીઓ કંઇ રબથી ડરો.
અરે ! ઝીક શું માહરી પાંખ,
દયાહીણ તું નફટ નાંક.
જુવે તમાશો જીવ જતો, ?

અરધો જીવ નીકલી ચુકો.
મુવાં સાથે જખમી બંધાય ?
એકજ રસ્તો સૌનો થાય.
સાજાં તાજાં ઇનસાંનો,
કાંય હમારો પ્રાંણ હણો. ?
હવે ફોકટ શું કરૂં પુકાર,
જીગર વીંધાયું આરપાર.
દયા કરો, જીવ તો ખુંટો,
અરધો જીવ નીકલી ચુકો.
તલ્પી તલ્પીને નીકલે
પ્રાંણી પંખી પ્રાંણ,
કરણી જેહવી જીવ કરે
ભરણી ભરે ઇનસાંન.

# પ્રાંણી હિંસા વર્ણન.

પ્રાંણી તમારાં બાળક સમાંન,
પ્રીતે પાલો છે ફરમાંન.
ખુદા ખુદા દીલમાં ધરી
પ્રેમ અગ્ની પ્રગટાવ,
સૌ જીવ સાથે એક રૂપ
તો શું ધક્કા ખાવ.
દયા દયા સૌ કોઇ કહે
ધરે દયા નહીં દીલ,
સ્વાર્થી આરો આંતરો
કરે દયામાં ઢીલ.
પ્રેમજ પાયો અરે! દયા,
સાચવવા પશુ પંખી કથા.

નિર્દય થઇ નાં કર અભિમાંન,
નાં તું રાક્ષસ, નાં તું હયવાંન.
તું તો અવાચક પાલણહાર,
કહે દયાળુ સરજનહાર.
પ્રાંણીઓ, ફરી ચોપાસ,
બોલી રહયાં છે, મુંગી વાત.
"રક્ષણ આપશો માંનસજાત,"
"કદચીત પણ નાં કરશો ઘાત."
"વન વગડાથી પાછાં ફરો,"
"બોલતા જીવ સંગ પ્રીતી કરો."
અરે! અવાચક આંસું ધાર'
જયારે છરી લઇ થયો તૈયાર,
કહે કરગરી ચીસાચીસ
"રાત્રી થઇ ગઇ ધોળે દીસ?,

"મલાન માંસ મેલવ્વા કાજ,"
"હાય! હંત્યા તાહરૂં રાજ."
"શ્રાપ તુંપર એ ઇનસાંન,"
"છીનવી લીધો માહરો પ્રાંણ."
"લોહી માહરૂં તું બધું પી,"
"દુધ દીધું પણ લીધો જીવ."
અવાચક એમ બોલતાં પ્રાંણ,
છોદી મુકે કેવી તાંણ?
શું ભકિત,? શું માલીક પ્યાર,?
જીવ નહીં સમજે જીવ વિચાર?
નિર્દયતાનો જ્યાં નહીં પાર,
ત્યાં તે જુવો કયાંથી કારતાર.
આપ સ્વાર્થે અંધો થાય,
પ્રેમ-પારસ તો ઉડી જાય,

પારસ મણી તો જીવ દયા,
પ્રેમી શરીરો કંચન થયાં.
અંતર ગુરૂમાં એનો પાર,
પ્રેમ પ્રગટે જો આંસુ ધાર.
દયા અગ્નીથી જલે જીગર,
તો, આપ સમાનાં સમજે પર.
માંસ ખાઇને શું મલકાવ?
દયા પશુ-પંખી પર લાવ.
ચલ્યાં ચીંચીં કરે અવાજ,
મોર કબુતર તિત્તર બાજ.
મરઘી કપાવી થઇ મધન?
હંસ નરમાદા કેવું રૂદન!
ગરદન ઉપર છરી ફરે,!
મહાં ઉકમાંઇએ મુખમાં ધરે.?

એક પક્ષીએ કીધો અવાજ,
"દાસ મને શું કાપે આજ?"
શું પગ પાંખોનો ટફરાટ, ?
કોણ લીએ પંખીની દાદ.
ભુખ્યાં તરસ્યાં પંખી રહયાં,
તલ્પી તલ્પી જીવે ગયાં.
નર શું મારે મોટો વાઘ, !
દયા ભુલે તો લાગે દાઘ.
અભિમાંનીનો એવો હાલ,
કે, અંતઃકરણ સુંન્ય કંગાળ.
દયા ભાવ નાં રાખે અંશ, ?
નાગજ બેઠો મારે દંખ.
મુરદાંને તો અદકો નહીં,
પેટમાં નાખતાં શરમ ગઇ. ?

લોહી તરસ્યો જે નર થાય,
હરાંમ હલાલ સૌ ભુલી જાય.
લોહી ફુંવારા ઉડે જયાર,
ચાપ કટલેસ તો થાય તૈયાર.
ખાતાં શું નહીં લાગે લાજ ?
છેકજ વીસારે પ્રાંણી દાઝ ?
જેંમ રાખે બાલકપર વ્હાલ,
તેમ ધરે પ્રાંણીપર ખ્યાલ.
પ્રેમ કરે તે પાંમે ખુદા,
હંકારી અભિમાંની જુદા.
પ્રથંમ દયાને ભુલે નર ?
માલીક સનમુંખ જોડે કર ?
એક સરખો સૌનો ઇનસાફ,
હંત્યા કદી નાં થાશે માંફ.

જાણી બુજી હંત્યા કરે ?
ફળ ભોગવતાં ધ્રુજી પરે ?
બધાં કતલ નહીં હાથે કરે,
પણ પરાઈ છરીથી હોજરૂં ભરે !
થીંગડાં મારી ખુદ બનચાવે, ?
ખુદા રૂથે તો કેહર વરસાવે.
ખુની ઉ-તેજન દીયે નર !
સાત વરસની નહીં ખબર. ?
તું રોજ બને સાથી કસાઇ,
ખુબ પરતાસે મુરદાં ખાઇ.
દયાભાવ તે સુખનું મુળ,
અભિમાંન તે કાંટા શુળ.
મરી, મસાલાનો પમરાટ,
તે વીન મુરદાં શું બેહકાટ !

ગંધારાથી ફાટે નાંક,
લોહી માંસથી કંપે હાંડ.
દયા ભાવથી હૈયું ધ્રુજે,
અભિમાંનથી કાંઇ ન સુજે,
કોઇ પશુને મરતાં જોય?
માંસઅહારી નહીં પ્રેમી હોય.
ગાય ગરીબ તે મારી જાય!
કાંય નહીં માણુસ, માણુસ ખાય?
શું તફાવત ગરીબી તણો?
વાઘ વરૂપર લેની કીનો!
ફાવતાં સાથે કીધું જોર?
જબરાંની તો બાજુ તોર?
હિચકારૂં બળવંત ઇનસાંન,
ગરીબ પ્રાંણીનો લીયે પ્રાંણ.

પાપ વર્ણન જો જરા લંબાય,
દીલ દયાથી દાઝી જાય.
આંખો ખુલી જ્યારે દાસ,
કળીયુગ પર કીધો નિસાસ.
કોઈ ધર્મ નહીં બુજે સાર,
દુઃખ અગ્ની પ્રગટે સંસાર.
પાંચો ઇંદ્રી છુટ્ટી લગાંમ,
૧૨વાસનાનાં સૌકોઇ ગુલાંમ.
દયા ભાવ નહીં ધરે જીગર,
જરા ન રાખે માલીક ડર!
હિંસા વર્ણન કેંમ લંબાય,
દીલ દયાથી દાઝી જાય.

## કસાઇખાનું કેવું છે?



લોહીના જોયા છે
નીકલતા મેં ધોધ,
કસાઇખાંને જઇને
લીધી આય નોંધ.
કે ગાયમાતા, બકરાં
ને મેંઢાં, નેં ભેંસ,
અજબ હાયમારીને
મુવાં દરેક.
તે જગ્યાનું વર્ણન
જો કરતાં કરાય,
આંખે બસ અંધારૂં
જીગર ફાટી જાય.

કે, નદીઓ ચાલે છે
રકતથી પુર,
અતી દીલ દઝાડી
થયો ત્યાંથી દૂર.



# પ્રેમ હકીમું.

પ્રેમ હકીમું જે કરે
દુઃખ દલીદ્ર ધોય,
આપોઆપ ઉદ્ધાર થાય
પ્રીતીમાં જો રોય.
એકજ ગોલી પ્રેમની
વ્યાધી ભલે હજાર,
હકીમ માહરો હક બને
હુંજ બનું બીમાર.
એકજ ગોલી પ્રેમની
તાપ જલે સંસાર,
૧૨ તૃષ્ણા ૪૧ માયા ૪૧ મોહ જલે
જલે હવસ વિચાર.

એકજ ગોલી પ્રેમની
જુદાઇ નહીં દુઃખ થાય,
ઐક્યતા ૯સંમતા આવે
ભાવે ત્યાં મન જાય.
એકજ ગોલી પ્રેમની
ક્રોધ સમે અંગાર,
કીનો કપટ સ્વપને નહીં
કોઇ જીવ તીરસ્કાર.
એકજ ગોલી પ્રેમની
લોભ જલંદર જાય,
પેટ ન પંપાલે પ્રેમી
આપણુ ભોગ અપાય.
એકજ ગોલી પ્રેમની
પર સુખે સુખ થાય,

પર દુઃખે આંસું ટપકે
હીંમ્મત કેમ અંકાય.
એકજ ગોલી પ્રેમની
ભક્તિ લાગે મંન,
ખાઇ જાવો તો ખરેખર
અમ્રત અંતઃકરણ.
એકજ ગોલી પ્રેમની
કસાઇ ગલે જો આજ,
આજે છરીઓ ફેંકી દઇ
પ્રાણી ધરશે દાઝ.
એકજ ગોલી પ્રેંમની
માંસઅહારી જો ખાય,
સૌ જીવ લાગે આપ સમાં
કંપે દીલ ઘભરાય.

એકજ ગોળી પ્રેમની
સાથે ગળું જો તુંજ,
હુંતો ત્યારે તુંજ બનું
તુંતો ત્યારે હુંજ.
હકીમ માહરો હક થયો
હુંજ હતો બીમાર,
ઝેરજ ચઢયું વાસનાં૧૨
પ્રેમજ કીધો ઉતાર.



# સત સાથે પ્રીતીની સરખાંમણી.

ચંદ્રમાં તે પ્રીતી
ને સુર્ય તે સત,
એ બંન્ને પ્રકાશે
તો ઈશ્વર પ્રગટ.
ચંદ્ર-પ્રીતી વધતી ને
ઓછી પણ થાય,
ને સ્વારથની અમાસમાં
સમુળગી જાય.
પણ સુર્ય તો સત
એટલે ગ્નાંન રૂપ ઉજાસ,
એ પ્રકાશે ત્યારે
સૌ જુઠાંને ત્રાસ.

પ્રીતીતો વધતી,
કે ઓછી રહે,
પણ સત કેંમ, વધતું
કે ઓછું કહે ?
પ્રીતીમાં દયાની,
ઠંડક ઘણી,
સતમાં તપાવ્વાની
શક્તિ રહી.
પ્રીતી તે પાંણી
ને સત્ય અંગાર,
ને જીવતર જે નીભે
તે બેને આધાર.
ઇશ્વરની સચ્ચાઇનો
દીપક જલે

ને, જ્ઞાંન રૂપી ઉજાસ,
ફેલાવે ભલે.
પ્રીતીનાં પાંણીમા
દુઃખીનાં દુઃખ,
ખુબી છે એવી કે ધાઇ
આપે સુખ.
દયા, ને મોહબતંથી,
દીલને આરાંમ,
પણ સચ્ચાઇની કલમથી
પ્રગટયો રાંમ.
સચ્ચાઇ તે ઊંચ
પ્રીતી સુખ પલંગ,
સચ્ચાઇ ન હોય
નહીં પ્રીતીનો રંગ.

પ્રીતી તે ધર્મ
ને સચ્ચાંઇ યકીન,
યકીન નહીં ઇશ્વર?
શું ધર્મ ને દીન?.

સચ્ચાઇ તે આરસી
ને પ્રીતી તે મુખ,
ખરૂં રૂપ દેખાયું
સત્ય સનમુખ.

પ્રીતી તે કાગળ
ને સચ્ચાઇ કલમ,
શરમીંદગી જો ભુલું
એક સત્ય ધરમ.

પરીક્ષા આ દુન્યામાં
આપું છું હું,

પણ સતની કલમવીણ
લખુંબી શું.
પ્રીતી તે નારી
ને સત્ય તે નર,
ને બંન્નેના મેલાપમાં
પ્રગટયો હર. ૧૮
પ્રીતી ઇમારત
ને સત્ય જમીન,
ઇમારત શું નીભે
ન પાયો સંગીન?.
પ્રીતી તે દીવો
ને સત તેહનું તેલ,
સત જ્યારે ખુટે
નહીં પ્રીતીનો મેલ.

સત્ય તે ઉદ્યોગ
ને પ્રીતી તે ફળ,
જમીંનજ ન ખણે તો
કેમ નીકળે જળ?
સચ્ચાઇ તે આબરૂ
ને પ્રીતી તે ધંન,
એ બે સાથે હોય,
તે ખરો ભાગ્યવંત.
પ્રીતી તે માં
અને સચ્ચાઇ તે બાપ,
સદગુણ બાળકો
ઉત્પન આપોઆપ.
પ્રીતી તે બીયાં
ને, સચ્ચાઇ જમીન,

રોપે તે ફળ ચાખે
રાત અને દીન.
પ્રીતી તે મરણ
ને સત્ય ખુદા,
પ્રીતીમાં મરે
ન રબથી જુદા.
સત્ય તે જનમ
પ્રીતી ઉપર ભાવ,
જનમમ્યોજ નહીં
તેહનો કેવો દેખાવ. !
પ્રીતી એકાગ્રહતા
સત્ય તે ધ્યાંન,
જોઇયે પ્રીતમને મેલવ્વા
સત-પ્રીતી ગ્યાંન.

પ્રીતી તે દરદ
ને સત્ય દવા,
પડશો નહીં પ્રીતીમાં
સત્ય સીવા.
ભોજન તે પ્રીતી
ને નીમક તે સત,
રસોઇયો ગ્નાની
તો પકાવે ઝટ.
અગ્ની ઇશ્વરનામ
લાગે જો તાપ,
સદગુણ તેજાનાંનો
આવે પમરાટ.
ભકિત-ઘી પણ પડે
જેટલું પુન્ય કરમ.

બ્રહ્મ ગ્નાંન ભોજનજ
મોહટો ધરમ.
એક લુકમો જે ખાય
નહીં ભુલે સવાદ,
જે જમે તે ખુદનેજ
કરે આઝાદ.[૨૭]
તેહને [૨૮]હાલ ઉપજે
એહવો બેમીસાલ,
ભુલે જયારે ખુદી
બેહુદીનો ખ્યાલ.
ભુલે જયારે "હુંપદનું"
નીચ અભિમાંન,
મલે ત્યારે અંતર
અહુરમઝદ રાંમ.

# પ્રેમ-ઘોડો.

ઘોડાવાલો આત્માં
પ્રેમજ ઘોડો દાસ,
ઘર કુટુંબ તે તબેલો
માયા દોરી ફાંસ.
ઘર-તબેલે જે બંધાય
ક્યાંથી જુવે મેદાંન, ?
શુરવીરો સંગ્રામ કહાં ?
જેહને પ્યારો પ્રાંણુ.
ઘોડાવાલો જો આજે
છોડવે માહરી ફાંસ,
પ્રેમ-ઘોડો અટકેજ નહીં
ચાર પગે બસ નહાંસ.

ખોટી એક ઇશારાની
ચાબુકનું શું કામ,
ફાંસો તોડી નાખું જો
મસ્તી આવી રાંમ.
જમણે પાવરે નર ચઢે
સતપ્રીતી જો નાંર,
ડાબે પાવરે અંતઃકરણ
બેઠી લે કીરતાર.
લગાંમ ધરીને સમતાની
દપટાવો સંસાર,
જીન-જગતપર મુસ્તકીમ
પ્રેંમ-ઘોડે અસ્વાર.
ચાબુકનું તો કાંમ નથી
એક ઇશારો બસ,

ભાઇ, રડવું હોય તો રડી લે
ને હસવું હોય તો હસ.
પ્રેંમ કરે છે પરંમ પુરૂષ૨૯
હવસ કરે હયવાંન,
ક્ષમા કરે છે સાધુઓ
ક્રોધી વેર અપમાંન.
સંતો સંતોષીત રહે
લોભીઓજ પછતાય,
મુર્ખાઓ મોહીત બને
સમતા૯ ગ્નાની થાય.
ખાક મલે અભિમાંની
દાસ દલીદ્ર ધોય,
વેરીલા ઝેરીલા નાંગ
પ્રેંમી પારસ હોય.

મંન ઘોડો, ને પ્રીત લગાંમ
ભકિત કરૂં મુકાંમ,
ભલે વલાવો આત્માં
એક સરખા છો રાંમ.
સદગુરૂ માહરો નીરંજન[૭૫]
હર ઠેકાંણે જોય,
જે જે પ્રેંમ ઇચ્છા કરૂં
જલદી ફળવંત હોય.
પરંમકૃપાળુ સહાય, તો
ઘણો ઉમંગી દાસ,
પ્રેંમ પ્યાલાંઓ ભરીભરી
પ્રેંમી પુરે પ્યાસ.
દાસ કહે કે આહુરમઝદ
પ્રેંમ લુટાવે લુટ,

ભાઇ ઉંઘવું હોય તો ઉંઘી જા
ને ઉઠવું હોય તો ઉઠ.
પ્રેંમ અપાવે પરંમસુખ
હવસ અપાવે દુઃખ,
ક્રોધ અપાવે નર્ક, અને
શાંતી સોહન[૧૮] સુખ.
લોભ અપાવે અસીરી[૩૦]
સંતોષ અપાવે રાજ,
[૪૧]મોંહ અપાવે ભ્રમણાં, અને
[૯]સંમતા સ્વાંમી[૧૮] તાજ.
[૧૬]મદ અપાવે કંઇજ નહીં
ખાક કરે ઇનસાંન,
એથી બુરૂં શું કરે
કે, કોઇ કરે અભિમાંન.

સેવા અપાવે છુટકારો
"હું" નું છુટે ગુમાંન,
એથી ઉંચું સુખ કયું?
કે જગને અર્પૂં પ્રાંણ.
૩૧ મત્સર અપાવે દુઃખ અગની
ખંમતાં નહીંજ ખમાય,
કોઈ પગાયો નહીં ગણે
ત્યાંતક નહીં બુજાય.
૯ સંમતા આપે સંપૂરણ
કોણથી નાં કહેવાય, ?
૪૫ ઓઁમ સ્વરૂપી પરંમહંસ ૩૨
જે સત પ્રેમી થાય.



# દાસ તજો.

---

અભિમાંન ગુસ્સો તજો
જુઠ્ઠાઇ તજો ધિક્કાર,
પરનીંદા પુરીજ તજો
પ્રીતંમ પાંમો પ્યાર.
સ્વાર્થ તજો મોહટાઇ તજો
તજો હવસ વીચાર,
લેવું ભોગવ્વું તજો
અંતર ભજો કીરતાર.
સંસારી માયા તજો
અંતરમાં વૈરાગ, ૧૩
આશાઓ, સુખ દુઃખ તજો
પ્રીતમ પ્રીત અથાગ.

અધીરાઇ એકદમ તજો
ધીરજ સજો સીંગાર,
સંતોષી દીલ રાખીને
તજો બધા વીકાર.
અંતઃકરણમાં મસ્ત બની
તજો મોજીલું મંન,
જીવ-લોખંન કંચન બને
પ્રેંમ-પારસની સંગ.
૪હિંસા પ્રાંણીની તજો
તજો લોહીનો સ્વાદ,
પ્રીતે ભજો પરમાંત્માં
આપે દયાળુ દાદ.
તંગદીલ કંજુસાઇ તજો
નહીં તો ખાસો થાપ,

આપો આપો દીલ થકી
આવે આપો આપ.
અણગમો એકદંમ તજો
સૌ જીવ પ્યારા પ્રાંણ,
તજો જુદાઇનાં ભાંણને
એજ કરે નુકસાંન.
સુગ તજો ને શૉખ તજો
ભોગવો એક સમાંન,
મંન રાજા જો મોંહ તજે
જીવતર જીવ પ્રમાણ.
૬૧માયાજીનું મૂળ તજો
તજવું મીથ્યા ગ્નાંન,
આંઠ પહર જે દીલ લગી
તેહને કહીયે ધ્યાંન.

તજવી જુઠ્ઠી પવીત્રાઇ
બાહેરનો દેખાવ,
અંતરમાં બાળક બની
પ્રીતંમ પ્રીત જગાવ.
દાસ તજો કેફી વસ્તુ
સત મદીરા પ્રેંમ,
પ્રીતીમાં છાકટ બનો
એ જીવતરની નેંમ.



# જેહવો જેહનો વિચાર.

કોઇ રહે સંસારમાં
પૈસાની જંજાળમાં,
કોઇ રહે છે મોહીની
રૂપવંતીની જાળમાં.
કોઇ તો માંગે સુખ સંપજ
દુન્યાદારી હાલમાં,
કોઇ તો અર્પી દે બધું
એક ધણીનાં ખ્યાળમાં.
કોઇ તો મારે શબ્દ બાંણ
લપેટીને સ્યાળમાં,
કોઇ તો રખે દીલ દુઃખાય
એવી હોય સંભાલમાં.

કોઇ તો રાજી રાજી થાય
સુક્કી રોટી દાળમાં,
કોઇ ને તો સંતોષ નહીં
તરનવાલા માલમાં.
કોઇએ ખેંચી લીધું દુઃખ
સુખી થવાની ભાળમાં,
સુખ્યારો સાધુ* સદા
ખાડા પડે જો ગાલમાં.
કોઈ તો શોધે સમાંન્તા
કુલ્લ જગતનાં વ્હાલમાં,
કોઇ ને તો બસ સુગ ભરાય
ગરીબોની ખાળમાં.

---

* ૭ દુર્ગુણોને ધોવાવાલો.

દીલ થયું જો એકરૂપ
દુઃખી ને કંગાળમાં,
દાસ કહે સંયોગ થાય
પ્રભુ દીન દયાળમાં.

## આમીન.



## પ્રેમ-પંખી.

પ્રેમ-પંખી સંસારમાં
ક્યાં સુધી સપડાય ?
ઉંચે ઉડે અરશમાં૩૩
માલીક માલો થાય.
ચારો પ્રીતીનોજ ચરે
માતા મીત્ર નાંર,
ઉડી ગયું જો દીલ, તો
મુકી દીયે સંસાર.
ભાઇ બંધી જગમાં કરે
એક સરખો બસ પ્યાર,
પ્રીતી તીર સૌનાં ખમે
ખાય દયાનો માર.

હું પંખી સત પ્રેમનું
ઉંચે ઉડી જાઉં,
ખાણુ વાપયની[૧૦] કુદાવતાં
જરા નહીં ઘભરાઉં.
ઉંચુ શિખર ઈશ્વરી
૧૮ સત ચિત આનંદ વાસ,
દોરી નાંખી પ્રેમની
ખેંચી લીયે દાસ.
હું પંખી સત પ્રેમનું
૯ સંમતા માહરી આંખ,
દાબી, માહરી દયા કરૂં
જમણી ભકિત પાંખ.
હું પંખી સત પ્રેમનું
૪૧ માયામાં સપડાઉં, !

શરીર શરીરની જુદાઇમાં
નાહકનું અકુલાઉં. !
હું પંખી સત પ્રેંમનું
બેથું એકજ ડાહળ,
ઉથવાની તાકાદ નહીં
શું બીજાનો ખ્યાળ. !
હું પંખી સત પ્રેંમનું
જીવણ ઝાડ નીંવાસ,
ફળ ન ખાવું એકપણ
તજું શરીરી આશ.
હું પંખી સત પ્રેંમનું
બાલું પ્રાતી બાલ,
હું નહીં બાલું, "તે" બાલે
ને, "તેજ" કરાવે તાલ

હું પંખી સત પ્રેંમનું
પુષ્કળ નાંચું નાંચ,
શા સારૂ ભયંભીત બનું?
૧૦ વીષય બુજાવું આંચ.
હું પંખી સત પ્રેંમનું
જંગલ માહરૂં થાંમ,
સાથી માહરો કોઇ નહીં
પ્રીતંમ માહરો રાંમ.
હું પંખી સત પ્રેંમનું
૪૧ માયા પીંજર બંધ,
એક દીવસ તોડી નાંખું
જુદાઇ લાવું અંત.
હું પંખી સત પ્રેંમનું
ડુબ્યું પ્રેંમ તલાવ,
શા સારૂં જીવ્યાજ કરૂં
ફોકટનો અટકાવ.

# મીત્ર.

સોનું કસે છે કસોટી
પ્રીતી કસે છે દુઃખ,
આફતમાં અલગો નથી
પાસે છે સંનમુખ.
લક્ષ્મી કહે કે "હું બડી"
બુદ્ધી કહે કે "હું,"
સરસ્વતી તો બળવંતી
પણ સૌમાં પ્રીતી "તું."
એક સાથે જો એક મલે
પણ અંતર આરો હોય,
બગરે બે સંસારમાં
સુખ કદી નાં જોય.

બે મલીને એક થાય
એહનું એજ પ્રમાંણ,
કે, બે શરીરમાં એક જીવ
એક આત્માં એક પ્રાંણ.
મતફેરી તો કોઇજ કદી
દીલફેરી નહીં જોય,
આંખો ફેરી કદી નહીં
તે સતપ્રીતી હોય.
પ્રાંણ બને જો પતંગ્યું
પાંખો આવે પ્યાર,
મીત્ર જેહનો દીપક બને
તે પ્રીતીમાં સાર.
ખુદા કરે એવું બને
તો, ઉપજે સુખ અપાર,

માંથું આપી મીત્રને
અર્પણ કરૂં કીરતાર.
દાસ કહે મુંજ કાંનમાં
કોઇ કહે છે એંમ,
તું ગમારને ગ્નાંન શું
પ્રેંમ જીવણની નેંમ.



# પ્રેંમ વીનાં કંઇજ નથી.

કોઇ જગતને કહી દેવો
એટલી એકજ વાત,
પ્રેંમ વીનાં જીવતર નહીં
પ્રેંમ વીનાં નહીં નાંથ. ૧૮
પ્રેંમ વીનાં રાહત નહીં
પ્રેંમ વીનાં સંતાપ,
પ્રેંમ વીનાં ટાઢક નહીં
પ્રેંમ વીનાં નહીં આગ.
પ્રેંમ વીનાનું પરણવું
અગનીમાં છે તેલ,
પ્રેંમ વીનાં જગ સ્વાર્થી
વીષમાં વીષજ ભેળ.

પ્રેંમ વીનાં થાકી ગયો
પુછી પ્રીતંમ થાંમ,
પ્રેંમ વીનાં પત્તોજ નહીં
બાહેર અંતર રાંમ.
પ્રેંમ વીનાં પરમાંત્માં
સંમજો સૌથી દૂર,
પ્રેંમ કરો જો જીવતરમાં
પરગટ આપ અહુર.
પ્રેંમ વીનાં પારસ નહીં
જો જીવ સંમજે સાચ,
સો ટચ કંચંન તેજ કરે
જેહને અંતર આંચ.
પ્રેંમ વીનાં નહીં જાગૃતી
પ્રેંમ વીનાં નહીં ઉંઘ,

પ્રેંમ વીનાં સ્વપનાં સમી
ઉલટી ઉપજે બુધ.
પ્રેંમ વીનાં નહીં પરંમ પુરૂષ૨૯
પ્રેંમ વીનાં નહીં જ્ઞાંન,
પ્રેંમ વીનાં સાધુ જુવો
કોણ કરે સનમાંન.
પ્રેંમ વીનાં સુખ વૈભવો
લુખ્ખા લાગે અંગ,
પ્રેંમ કરીને ગરીબો
ચમંન ઉડાવે રંગ.
પ્રેંમ વીનાં જીવતો રહયો
મરતો દંમ નીરાશ,
પ્રેંમ કરીને મુકીદે
દાસ નથુની આશ.

## સમાંન-પ્રેમ ઐકયતા.

હકતાલા આતશ સમાંન,
ચીંગારી સર્વે ઇનસાંન.
શોધો સૌમાં નીર્મળ પ્યાર,
સમાંન વ્હાલાં નર ને નાર.
ભાઇ, અંધારે દીવો ટલે, ?
શું ધિકકારે પ્રીતી જલે. ?
અંધાંરાની હસ્તી નહીં,
ઍમ ધિકકારને જાણવો સહી.
પ્યાર ધિક્કારપર પ્રબળ રહયો,
જેંમ દીવે અંધકાર ગયો.
ગમે એવો ધિક્કારે જંન,
પ્યારથી જીતવું તેહનું મંન.

અંધકાર રાત્રી ટલી ગઇ,
શોહા જુદાઇ ઉડી ગઇ.
પ્યાર સુર્ય દરશંન થયું,
મંન આનંદમાં ડુબી ગયું.
કોઇ જીવ નથી એવો હવે,
ધિક્કારી શકું જેહને.
તું તે, "તે," અને હુંબી "તેજ,"
એંમ સઘળાંનો એકજ અવેજ.
સંમજી લે આખ્ખું એક અંગ,
રહયા ઇશ્વરમાં સર્વે રંગ.
એક સ્વરૂપ ખુદા છે પ્યાર,
જયાં, કદી નહીં મલે ધિક્કાર.
ભેદ ભુલે તે બને અભેદ,
બાઇબલ, અવસ્તા, કુરાંન, વેદ.

સત શોધતાં નિશ્ચય જડે,
સૌને ચાહવું બધે મલે.
નીર નાળાંનું નદીમાં જાય,
નદી પોતે મહાંસાગર થાય.
એજ રીતે છે પ્યારનો વર્ગ,
જોત જોતાંમાં અંતર સ્વર્ગ.
"હલકાં માંનસ" જે નર કહે,
તેજ અજ્ઞાંની મુર્ખ રહે.
સુગ રાખે, ને દુરજ જાય,?
ભેદ ભાવથી ઠોકર ખાય.
માંન મોહટાઈમાં મસ્ત થયો,?
સુખ સંપજથી ફૂલી ગયો ?.
હું ઉંચો એ રહે અભિમાંન,
ત્યાં તક હવા ન લાગે જ્ઞાંન.

પરડો ચીરી જુવો, અજ્ઞાંન,
જીવ જીવ સૌ એક સમાંન.
રાજા, મજુર, સરખો પોશાક,
તો રાજાને પીથે નહીં છાપ.
ખાલી જુઠ્ઠો શું ફૂંકરાય,
માટી પુતલું માટી થાય.
આત્મ તત્વ જાણે જે,
ખરૂં સિંહાંસન પામે તે.
બીજો તો, ફોકટ અકડાય,
લાખો ગયા, ને લાખો જાય.
એક બીજાથી શું અભડાય,
મંનથી દુન્યાં પાપી થાય.
ભંગી અડે શું ભક્તિ ટુટે, ?
પ્રેંમ અગ્ની જો અંતર ધગે.

બોહળો રાખો સૌ વિચાર,
સાગર સંમજયે આ સંસાર.
જે જંન ઇશ્વર ધ્યાંન ધરે,
બધા જીવથી પ્રીતી કરે.
સત પારસતો તેહની પાસ,
પથ્થરમાં શું ઢુંડે દાસ.!
જયાં સ્પર્શ ત્યાં ઉપદ્યાર્યા ભંગ,
ઉડી ગયો લોખંડી રંગ.



# ખુદાને મલવાનો દરવાજો.

પગ દરવાજો પ્રથમ ખુદાઇ,
પગ ચુંમો પગ ચુંમો ભાઇ.
પગ પ્રીતે અભિમાંન ટળે,
સતજીવતર પગ ચુંમતાં ફળે.
પગને નહવાડું આંસું ધાર,
પગ આયનો પ્રીતંમ કીરતાર.
પગમાં દેખાયો માલીક "તું."
માંથાંમાં અભિમાંન "હું."
માંથું ઉતારી ફેંકીદેવ,
પગ પ્રીતમની પૂંજા સેવ.
પગ ઉથાવે ભારી બોજ,
પગ સાથી સાચ્ચો દીલસોજ.

દાસતણું છે પગમાં થાંમ,
જીવ જીવ તે સંમજુ રાંમ.
બધા પગમાં માલીક વાસ,
દાસ ચુંમાલે જ્યાંતક સ્વાસ.
હુંપદ "હું" નું ખાક કહું, ?
પગ ચુંમવાનું મહત્વ કહું.
"એ પગ-પૂંજા તીર્થ મહાંન,"
"કાશી ૪૭ કાબા એક સમાંન."
"જો સત સંમજે પ્રેંમી કોઇ,"
"પાંણી પીયે છે પગને ધોઇ"
"એજ અમ્રતથી હુંપદ જાય,"
"પગ ચુંમે તે માલીક સમાય."
હું માંથે મીંડું અભિમાંન,
પગ પીયુંમાં પ્યારો રાંમ.

એ ધ્રુવ, એક એકુથી દૂર,
અંતઃકરણ પ્રીતંમ ભરપુર.
જો હુંપદથી મળવા જાય,
રાંમ પીયું તે કયાંથી પાય. ?
શોધે શોધે, પણ નહીં થાગ,
એવો હુંપદનો સંતાપ.
જે નર ભૂલે "હું" અભિમાંન,
એક પલકમાં પાંમે જ્ઞાંન.
પગચુંમો પગચુંમો ભાઇ,
પગ સમું નહીંકંઇ સુખડાઇ.
એ પગ ભલે ગંધાતા હોય,
પ્રેંમ હરખથી ચુંમી જોય.
નહીં કંઇ વાસ કે ગંધારો,
મલી ગયો જો મતવાલો.

પગપર માંથું નાખી તમો,
બધા જીવની પૂંજા કરો.
ઘાંચી, મોચી, ઘોબી, ગમાર,
એકુજ ખુદાનો બધો વિસ્તાર.
માહરે મંન તે પ્યારા પ્રાંણુ,
માંનસ માત્ર ભાઇ સમાંન.
જોયો જગકર્તાંનો પરિવાર,
કોઇ મૂરખ કોઇ ચતુર હુસ્યાર.
પ્રેંમસાગરનાં ટીપાં થયાં,
જ્યાં ગમે ત્યાં ઉડી રહયાં.
ખેલજ કરેછે માહરો ખુદા,
જોવાવાલાં નથી જુદા.
બધાજ પ્યારમાં મુંજ મઝદા,
જલ્તો જલ્તો ફરૂં સદા.

પ્રેંમજ ઘેલો તુજનો દાસ,
દર્શન આપી પૂરો આશ.
કોઇ માલીકને જુવો સનમુંખ,
કોઇ માલીકને જુવો સનમુંખ.
કોઇ માલીકને જુવો સનમુંખ,
બધેજ પ્રગટયો પ્રેંમ સ્વરૂપ.
[૩૪]નટવર [૩૫]નીરંજન નીરાકર,
ગમે એવો લીયે અવતાર.



## પ્રેમ-હજામ.

અસ્તરો સત પ્રેમ છે
ફરતાં ઠંડી આગ,
દાહડી મુંડે શું વલે?
મંન મુંડે વૈરાગ. ૧૩
અસ્તરો બુથ્થો બને
ત્યારે ઉપજે કાંમ, ૧૦
ઘણું વિચિત્ર એજ કે
સ્રી જપાવે રાંમ.
એજ પથ્થરપર અજમાવો
ભક્તિ ઉપજે ધાર,
ખબરદાર! સંભાળ્યે
લપ્ટે નહીં વીકાર.

મુંછ રહે અભિમાંની
હુંપદનો હુંકાર,
"હું હું હું હું" જે કરે
ખાક કરે કીરતાર.
પ્રેંમ અસ્તરે કહાડયે
હુંપદ મુંછ નીકાળ,
ચાંમડીમાં જો સમાંનતા
છુટે સૌ જંજાળ.
પ્રેંમ-કાતરથી કાપીને
૧૨ વાંસનાં હવસ તમાંમ,
દાસ કહે સંસારમાં
છુપે પ્રેંમ-હજાંમ.
આરસીમાં શું મુંખ જુવે
તું પ્રેંમ કરી લે ખુબ,

ભાઇ, તરવું હોયતો તરી જા
ને ડુબવું હોયતો ડુબ.
જીવોના રૂપ—બાલમાં
ડુબી રહે છે મેલ,
મંન જીગરને ધુવે, તો
સત્ય પ્રીતી ખેલ.
મેહનતના પૈસા નહીં
માંગે પ્રેંમ—હજાંમ,
ઘણાં માંથાંઓ કપાયલાં
એજ એહનું ઇનાંમ.
પીછછીતો પરમાર્થની
સાબુ ખરો સત સંગ,
દુઃખની દાહડી બારીને
પ્રેંમી વાલે ખંગ.

પ્રેંમ વચનમાં શીન ચઢે
સંમજી લેની ભાઇ,
જલાપો, જલાવી દે
પ્રીતીમાં યકતાઇ.
સંતો ૯ સંમતાનો પારે
નિર્મળ રાખે મંન,
એટલું જો ચાલુ રાખે
ખુલશે અંતઃકરણ.
નમંતાઇનાં તેલ વીનાં
હુંપદ ઉભ્ભા બાલ,
ગમે એવા ગૂણુવંતોબી
લાગે છે કંગાળ.
૪૧ માયા–આરસી તજી જે
લીયે દીલ કીતાબ,

મંન થેરવીને જુવેતો
જુવે પ્રેંમ પ્રતાપ.
જીવ થેરવીને જુવે તો
જુવે પ્રીતી ખેલ,
*આત્માં થેરવી જેને જુવે
થઇ જાય ભેલમ ભેલ.
†તો—બરો જે સંમજ્યો
તજયું આપ ગુમાંન,
દાસ કહે માલીક મને
બક્ષો પ્રીતી ગ્નાંન.

---

* આત્માં પોતેજ પોતાંને જુવે છે.
† તે સાહેબજ સર્વથી મોહટો છે.

# પ્રેંમ-કુતરો.

ચોર આવે દીલ ચોરવા
બની રૂપવંતી નાંર,
મુંજ નીતિનાં બનચાવમાં
પ્રેંમ-કુતરો તૈયાર.
આગલ ધસીને કર્ડી ખાય
દાપું મારે પ્રેંમ,
"અરે જીવ, નહીં સમજતો?
પ્રેંમ, જીવણુની નેમ."
પ્રેંમ-કુતરો એવું ભૂંકે
પ્રીતી એટલે વફા,
પ્યાર કરો તો સો ટકા
ખમવી પડશે જફા.

એ કુતરો ભલે ઉંઘે
ખુબ સંમજે છે ચોર,
સુંધારાથી ચેતીયો
નર્ક અંધારૂં ઘોર.
વીષયવાસનાં લૂટારા
લૂટે જયારે અંગ,
પ્રેંમ–કુતરાને ભંમાવે
તજાવી સત સંગ.
પણ, કુતરો તો ધૂરકીને
ઉભ્ભા કરશે કાંન,
કદી ચલાવી નહીં લીયે
અનિતી મોહકાન.
એ કુતરાથી માંસની
લેહજત નહીંજ લેવાય,

મંન મારી, મંન મારી ને
પાછો પાછો જાય.
એ કુતરો ગંદું પાંણી.
પીવા ન રાજી થાય,
સ્ત્રીઓ જેટલી જગતમાં
બેટી બેહનજ માંય.
જે તરફ ટીકયાજ કરે
તેજ તરફ દીલ ખોહય,
સ્ત્રીઓ બીજી જગતમાં
માંત સમાંની હોય,
એ કુતરો તો જીભથી
ચાટે કદી નાં કોઈ,
ગંમગીનો ચુપચુપ ફરે
કે, આંસું દીયે રોઈ.

એ કુતરાએ હવસનાં
હાડકાં કીધાં ત્યાગ,
લલચાયો નહીં રૂપ થકી
ઉપજ્યો વૈરાગ. ૧૩
એ કુતરાને જ્યારેથી
હડખું લાગે કાંઇ,
જ્યાં ગયો ત્યાં ભૂંક્યો
"પ્રેમ કરો બસ ભાઇ."
હડખું લાગે પ્રીતીનું
એનો કહાં ઉપાય,?
સંસારે કંઇ નાં વળે
તો રાંમ શરણે જાય.
દાસ, દીવાંનો તું બની
લે કુતરો અવતાર,

પ્રેમ- ગોળીથી મોત મલે
જો હુંકમ કીરતાર.
ઝેર તુંને નહીં ચઢવાનું
અમ્રત અંતઃકરણ,
વીષમાંથીજ અમ્રત બને
માલીકમાં જો મંન.



## અસલ તથા નકલ સ્ત્રી.

જયારે કેંમ ચાહવો માલીક
તે સંમજાયું સત,
ત્યારે સદગુરૂ આત્માંએ
લખ્યું તુરત.
ખરી સ્ત્રીને સંમજું છું
ઇશ્વર ધણી,
નકલ તેની જંગમાં છે
દેહધારી સ્ત્રી.
જેહવી રીતે સ્ત્રી ઉપર
દોડે છે પ્યાર,
તેહવીજ રીતે માલીકથી
લાગે જેવાર.

બધી ભંનતર પોથીને
દિલથી વિસાર,
કે પ્રીતંમ મલે ત્યારે
રંગ ઉડે યાર.
ખરી-સ્ત્રી તો છે
માહરી આંખોની બહાર,
નકલ-સ્ત્રી અપાવે
ખરી-સ્ત્રીનો પ્યાર.
ખરી-સ્ત્રી જીગરમાંથી
પલ નાં ખસે,
નકલ-સ્ત્રી પરગાંમ
કુબીતો વસે.
ખરી-સ્ત્રીએ મૂંખ ઉપર
નાંખી નીકાબ,

પ્યારો ચેહરો છુપાવીને
કીધો બેતાબ.
નકલ-સ્ત્રીથી દીલને
દીલાસો ઘણો,
ફુલ નહીં તો ફુલની
એક પાંખડી ગણો.
ખરી-સ્ત્રીને પાંમવી
એ જીવતરની નેંમ,
નકલ-સ્ત્રી બતાવે
કે મલશે એ કેંમ.
ખરી-સ્ત્રીને પરણતાં
ગૂંમ માહરૂં નાંમ,
નકલ-સ્ત્રીએ ફેરવ્યું
પોતાનું નાંમ.

ખરી-સ્ત્રીની પ્રીતીમાં
આશક થયો,
ઘણો જીવ અંતરમાં
દાઝી ગયો.
નકલ-સ્ત્રી પ્રીતીમાં
ઘણો નહીં સવાદ,
પણ ભુખ્યાંને મંનથી
ગનીમત પ્રસાદ.
નકલ-સ્ત્રી તે નદીમાં
પૂલની મીસાલ,
ઉપરથી ચાલીને
ભેટું દયાળ.
સંસાર નદી તો
તોફાંની ઘણી,

અંદર પડે
હાડમારી ઘણી.
તરવાનાં હુન્નરમાં
જોઇએ કમાલ,
ભલભલા તરનારા
ચટમાં નિકાલ.
પૂલ ઉપરથી જતું
સલાંમત ખરૂં,
નકલ-સ્ત્રી જે માંગે
તે અર્પણ કરૂં.
જે પૂલપરજ અટકીને
ઉભો રહે,
પ્રીત નગર નહીં જુવે
શું પ્રીતી કહે. !

નકલ-સ્ત્રીનો જગમાં છે
એવો ઉપયોગ,
કે માલીકની પ્રીતીનો
સાંધી લે યોગ.
ઉંચ તખ્તાપર
આવે જો ચીત,
વીષયથી અલગું
ત્યારેજ નચીંત.
પાંણીમાં ઉગ્યું પણ
લાગું નહીં જલ,
એવું છે સત માલીકનું
પ્રીતી કમલ.
પવીત્ર વિચાર હોય
પવીત્ર વચંન,

પવીત્ર મેલાપમાં
ખુદા અંતઃકરણ.
૧૦ વીષયમાં તે શું સુખ
પથ્થર રહયું, ?
મંન માલીક ગયું, તે
ગયું તે, ગયું.
નાહનો હોય રમકડાંથી
ખેલજ કરે,
મોહટો થાય, રમકડાં
ન સનમૂંખ ધરે.
અજ્ઞાંની વીષયમાંજ ૧૦
તલ્પી મરે,
જ્ઞાંન-સુર્ય ઉગે
પ્રેંમ અંતર ધરે.

અસલ-સ્ત્રી, ખુદાવંદ
સત્ય પતી,
નકલ-સ્ત્રી આરસી,
પડછાયો ખરી.
આત્માંને ઢૂંઢો તો
આત્માં મલે,
ને માલીકને ઢૂંઢો તો
જીવતર ફૂલે.
હુવસ આગલ ધરતાં
પછતાવો જુવો,
ને [૧૨]વાસનાં રહે
ત્યારે તલ્પી મરો.
આરસી નકલ-સ્ત્રી
એવી બેમીસાલ,

ખરેખરો દેખાયો
પુરૂષનો હાલ.
[૪]કાંમી હતો
[૧૦]કાંમ શોધી રહ્યો,
પ્રેંમી હતો
પ્રેંમ પૂગી ગયો.
જ્યારે ખુદને ભૂલાવે
નકલ સ્ત્રીનો પ્રેંમ,
મલતાં માલીક વીનાં
હોય બીજો શું નેમ?
છીપમાં સમાયું છે
મોતી ખરૂં,
સ્ત્રીમાં રહ્યું નૂર
ઈશ્વર તણું.

સંસાર જંગલ એક
ભારી સમજ,
નકલ-સ્ત્રી ભોમ્યાને
કરવી અરજ.
સલાંમત પીયુંને
તે પોંહચાડે ગાંમ,
તે તેજ તું
એજ તેહનું ઇનાંમ.
રાહમાં અનીતિની
ડાકણ વસે,
નકલ-સ્ત્રીની પ્રીતી તો
સાંમી ધસે.
રાહમાં હવસનો
લૂટારો છુપાય,

લુટે ધન નીતિ
જો ગફલતી થાય.
નકલ-સ્ત્રી સોંમ્યા
જો સાથે તું હોય,
જંગલ ભારી સંસાર
સલાંમત કપાય.
અસલ-સ્ત્રી પ્રકાશે છે
સુર્ય સમાંન,
નકલ-સ્ત્રી બસ ચંદ્રમાં
સમજો તમાંમ.
અસલ-સ્ત્રીના નખમાં
બધો છે હીસાબ,
નકલ-સ્ત્રીની રાખો
પવીત્ર કીતાબ.

અસલ-સ્ત્રીમાં વાસનાનો
નામે નહીં વાસ,
નકલ-સ્ત્રીમાં વીષયને ૧૦
તજી દે દાસ.
અસલ-સ્ત્રી વીના છું
કેવો હાલહવાલ
નકલ-સ્ત્રી તુંને કેમ
આવે તે ખ્યાલ.
અસલ-સ્ત્રીની આંખે
ઈશારો થયો,
નકલ-સ્ત્રી ઉપરથી
ફૂદાવી ગયો.
અસલ-સ્ત્રીને ભૂલીને
નકલીમાં મન, ?

ખતા ખાવું રાખું
જો ગફલત તદંન.
અસલ-સ્ત્રીને પાછી
પરણવી જો હોય,
તો ભકિત ને પ્રીતીથી
રાત દીન રોય.
અર્પણ જીગર જાંન,
સઘલું કરે,
ને ખીદમતમાં હાજર
ને હાજર રહે.
અસલ-સ્ત્રી નજર એક
પ્રીતી કરે,
તો જૂગ જૂગનો જલાપો
જુદઇ હરે.

કદી જો જીગરથી
જીગર મેલવે,
હરખ ઘેલો ચોક્કસ
બને તે પલે.
વધુ એનું વર્ણન તો
કોણથી કરાય,
બધા બોલ અસલ-સ્ત્રીની
પ્રીતી ગણાય.
અજબ દાસ તુંજનો
દીવાંનો થયો,
નકલમાં અસલ-સ્ત્રીને
પાંમી ગયો.



## જ્ઞાંન યોગ.

બુલંદ એવું આકાશ
ન માંપી શકાય,
પણ પ્રીતીનાં ગજવડે
છેડો મપાય.
સુર્ય મંડળો
અબજો અબજ,
ને આંકડો જે મુંકો
તે રજમાંની રજ.
બધાં પ્રેંમ પ્રીતીથી
ઘૂંમતાં રહયાં,
ને અસલ સ્રીના હોથોને
ચુમતાં રહયાં.

મંન, આગલ વધીને
તે કેટલું વધે,?
પણ સત અને પ્રીતી
તો સૌથી વધે.
ચઢો પ્રેંમ પરવત
ને પુગો શિખર,
ત્યારે જરા અંતરમાં
ફેંકો નજર.
જુવો, જ્ઞાંન સુર્ય
જીગરમાં રહયો,
*અનલહક અનલહક
પુકારો થયો.

*જીવે, જીવનું અભિમાંન ભુલતાંજ અત્માંનો અવાજ સાંભલ્યો, કે "હું ખુદા છું."

બધી સૃષ્ટી રચનાં
કરી કોણ રહયો, ?
અનલહક અનલહક
પુકારો થયો.
"હું હું" જે કરતો
નહીં નાંમે રહયો,
અનલહક અનલહક
પુકારો થયો.
સુખદુઃખ વિટંબનાં
વીટાવી ગયો,
અનલહક અનલહક
પુકારો થયો.
અભિમાંન જયારે
જીવ છોડી ગયો,

અનલહક અનલહક
પુકારો થયો.
અસલ-સ્ત્રીની ગોડમાં
સમાંઇ રહયો,
અનલહક અનલહક
પુકારો થયો.
અજબ રંગ પ્રીતી
ઉડાવી રહયો,
અનલહક અનલહક
પુકારો થયો.
પ્યારા પ્રીતંમની પ્રીતી
જમાવી રહયો,
અનલહક અનલહક
પુકારો થયો.

"તું" થી કપાવી માથું
"હું" અર્પણ ગયો,
અનલહક અનલહક
પુકારો થયો.
સત પ્રીતી વીનાં
ભક્તિ મારગ કયો ?
અનલહક અનલહક
પુકારો થયો.
અજબ હાલ ગ્યાંની
ન સમજી શકાય,
અનલહકથી પુરૂંજ
અભિમાંન જાય.
જગતમાં નથી કંઇ
સીવા એક પ્યાર,

જગતમાં જે જુવો
તે પરવરદીગાર.
લીયે કોઇ તો ઉંચો
કે નીચો અવતાર,
જગતમાં જે જુઓ
તે પરવરદીગાર.
કોઇ કાપે ગલું
તો કોઇ આપે ગલું,
કોઇ કરશે બુરૂં
તો કોઇ કરશે ભલું.
એવો નાટક તખ્તો
ને તમાશો યાર,
જગતમાં જે જુવો
તે પરવરદીગાર.

તું સ્વપનામાં પડયો તો
ગાફીલ ઘણો,
ને ખ્યાલજ નહીં રાખતો
તુંજ શકિત તણો;
પણ, ખુદી જે ભુલે
નહીં જુદો કીરતાર,
જગતમાં જે જુવો
તે પરવરદીગાર.
તુંજ અંતર્યાંમી[૭૬]
તે તો સત્ય પતિ,
ને સાથે રહયો
તોબી દુરી કીધી ?
પણ "હું" "તું" ને "તે"
હવે દીલથી વીસાર,

જગતમાં જે જુવો
તે પરવરદીગાર.
મારનારે શીવનું
બસ લીધું સ્વરૂપ,
ને મરનારે મરીને
બદલ્યું રૂપ.
કરવો કોણપર ધિક્કાર?
અને કોણ ઉપર પ્યાર?
જગતમાં જે જુવો
તે પરવરદીગાર.
સત "સંમતાનાં દુરબીનમાં
જુવે જો દાસ,
તો દુરવાલાં સઘળાં
તુંજ દેખાશે પાસ.

ને, નજદીકમાં છે
તેહનો છેટાળી તેજ,
ને, સંમતાનાં દુરબીનની
ખુબી પણ એજ.
ભાઇ, સૌથીજ એક સરખો
લગાવો પ્યાર,
જગતમાં જે જુવો
તે પરવરદીગાર.
કોઇ તો નીંદા કરે
કોઇ તો સ્તુતી કરે,
કોઇ નેકીથી જીવે
કોઇ બદીને ધરે;
પણ અંતરથી કરશો
જો બારીક વિચાર,

જગતમાં જે જુવો
તે પરવરદીગાર.
કોઇ તો વેરી બને
કોઇતો પ્રીતી કરે;
કોઇમાં પર્માર્થ નજર-
કોઇમાં સ્વાર્થનું ઘર;
કોઇનાં સત્ય વચન-
કોઇનું જુઠાઇમાં મન;
કોઇમાં હીકમત ઘણી-
કોઇમાં આવડ નહીં;
અજબ એવી કુદ્રત
બતાવે કીરતાર, !
જગતમાં જે જુવો-
તે પરવરદીગાર.

તું સૌમાંજ એકરૂપ
પ્રીતી ઉતાર,
કે રજેરજ છુપાયો
પ્યારો કીરતાર.
દયા પ્રેંમ ભક્તિ
ન દીલથી વિસાર,
જગતમાં જે જુવો
તે પરવરદીગાર.

---

## નોહીત અસ્તી પઇરી મઝહાએ.

અર્થ—એ ખુદા, તાહરા સીવાય જગતમાં કોઇ ચીજની હસ્તી નથી.

# કર્મ યોગ.

"હું" તો પ્રેમ સાગરનું
સત્ય સ્વરૂપ,
માંથે મીઠું તેથી
હીનાયો ખુબ.
અરે ભાઇ! મારો તો
ખુદના હવસ,
કે પ્રીતમ મેળવવા
એ રીતી સરસ.
ગમે એવી રીતે
સંસારી રહે,
બસ ધ્યાન એક
પ્રીતમમાં રાખો તમે.

ગમે એવા દુન્યાનાં
ભોગવજે ભોગ,
બસ ધ્યાંન એક
પ્રીતંમનો સાંધીલે યોગ.
ગમે એવાં સુખદુઃખ
તુંજપર વીતે,
હવસ લાગ સાંધી
શું તુંજને જીતે, ?
સંભાલો, સંભાલો
કસોટી મલે,
મંન મારી જાણે
તો અંતર ખુલે.
કર્યે કર્મ એવાં
માલીક મરજી રહે,

ફળની ઇચ્છા કરી
કાંય ટવલી મરે; ?
કર્તાં કર્મ બધાં
નાંમ ઇશ્વર લીયે,
બસ ધ્યાંન એક
પ્રીતંમમાં રાખો તમે.
કોઇ કર્તાં નહીં
કાંઇ કર્મ નહીં,
એતો યંત્ર ચાલે
ગતી ઇશ્વર રહી;
ક્રોકટ બોજો લઇ
કહો "કીધું હમે,"
બસ ધ્યાંન એક
પ્રીતમમાં રાખો તમે.

જોઇયે શુદ્ર[૩૭] તુ હોય
જોઇયે બ્રાહમંન ગણાય,
કર્યે કર્મ બધાં
જેહવાં કર્મ લખાય;
એમાં લાજ નહીં ધર
ન તો ધાસ્તી પકર,
દુન્યાં નાટક કરે
તેંમ તુંબીતો કર;
તેમાં સુખદુઃખ તો આવે
જે પાત્ર રહે,
બસ ધ્યાંન એક
પ્રીતંમમાં રાખો તમે.
હુંપદ છોડી
ધર્મ દાંમન પકર,

કર્મ કર્યે બધાં
તેમાં શાંનો છે ડર.?
કસાઇ કાપે ગળું–
મુલ્લાં કરે વજુ; ૩૮
૩૯ ક્ષત્રી રણમાં લડે–
યોગી[૧૪] વનમાં ફરે;
પુરો ભોગવ્યે ભોગ–
કાંય રાખે વિયોગ; ?
પણ મંન–રાજા બાંધો–
જે ભમતો ફરે,
બસ ધ્યાંન એક
પ્રીતંમમાં રાખો તમે.
જે કાંઇ કર્મ કરો
તે શું કર્તા તમો; ?

આત્માં એવો અસંગ
તેહનો જુદો છે રંગ;
ફળ ઇશ્વર અર્પણ-
કર્મ યોગી કરે;
બસ ધ્યાંન એક
પ્રીતમમાં રાખો તમે.
૧૨ વાસનાં રહીત બની
પ્રીતી પાલો બધી;
મંન લલ્ચાયું નહીં-
રૂપ ફસાયું નહી;
કોઇ ઉદાસી ઘણો-
કોઇ તો ખુબ મોજીલો;
એ બેઉ છોડી
શાંતીમાં ચીતજ ધરે,

બસ ધ્યાંન એક
પ્રીતંમમાં રાખો તમે.
આવો, પૂંજા તમારી
બધાંની કરૂં,
આખ્ખી સૃષ્ટિ એક
માલીકની મુરતી ગણું.
મલશે પ્રીતંમ જરૂર
જેવો પ્રીતી કરે,
બસ ધ્યાંન એક
પ્રીતંમમાં રાખો તમે.
ચાલો, ભક્તિનાં પાંણીએ
કર્યે અંગોળ,
ને પ્રીતીનું વસ્ત્રબી
પાંમયે અમોળ.

કેવા ! દયાના દાગીના
શોભે તણે,
બસ ધ્યાંન એક
પ્રીતંમમાં રાખો તમે.
ચાલો, ભક્તિનું
ભોજનબી સાથે લઇયે,
ને પ્રીતીનો દારૂબી
પીજયે હવે.
શું તું દયાનો મુખવાસ
ન મુખમાં ધરે, ?
બસ ધ્યાંન એક
પ્રીતંમમાં રાખો તમે.
ચાલો, ભક્તિનાં આકાશમાં
ફરવી છે સેહેલ,

ને સત પ્રેંમ–સાગર
શું તરવો મુશકેલ.
કાંય નહીં દયાની ભૂમીપર
ફરીયે હવે,
બસ ધ્યાંન એક
પ્રીતંમમાં રાખો તમે.



## તુંજનો દાસ.

---

લોભી લોભી લાલ્ચા
દાસજ તાહરૂં નાંમ, ?
થપ્પદ મારે માયાજી
ગલ્ચી પકડે કાંમ. ૧૦
ઉંધો પારે અભિમાંન,
થોકડ મારે ગુમાંન,
બકબકતો પુષ્કળ કરે
જરા ન સંમજે ગ્નાંન.
ધુળ ઉડે છે વાટમાં
આંખ કરૂં છું બંધ,
ધુળ ઉડી સંસારમાં
હું માયામાં[૪૧] અંધ.

આંખો તો ખુલેજ કહાં
કે જોઉં જગતમાં સત,
ખુલ્લી આંખે આંધલો
અજ્ઞાંનીની ગટ.
સીધ્ધો તો ચાલુંજ કહાં
વાંકી માહરી ચાલ,
ચાવીવાલું રમકડું
જઇ અથડું દીવાલ.
અજ્ઞાંની જાણુંજ કહાં
કે મંનમાં માહરા "મોંહ,"[૪૧]
રેળમાં ઉલટો ચાલું
જેમ નદીનો રોહ.
મનમાંજ મલ્કાયો કે
ગુણવંતો છું દાસ,

કર્મ ઉગી નીકલ્યું
અવગુણોનું ઘાસ.
હું તો જાણું સુધર્યો
ભક્તિ કીધી રાંમ,
સત પુછો તો બીગડયો
કે લઇ ના જાણું નાંમ.
કલમ કાગજપર ચાલે
મુખમાં ચાલે જીભ,
પર ઉપદેશે શું વળે!
આત્માં સાથે નીભ.
સુવિચાર હજાર કરે
સેંકડો બોલે બોલ,
એકબી કરણીમાં નહીં?
બેથ્થું પરશે ઘોલ.

મન જાણે કે નાંમનો
અંતર ચાલે જાપ,
દીલ આરસી ડાઘાવાળી
સુરત શું જાણું આપ.
કુતરાઓ રસ્તે ભૂંક
એહવો માહરો હાલ,
પીંજરે પોપટ બોલું
અણસમજુ કંગાળ.
કુટુંબ કહે કે, સદગુણી!
મીત્ર, ચહરાવી દે,
દીલ કહે કે અજ્ઞાંની
સુંજને પુછી લે.
માથામાં અક્કલ નહીં
નહીં જીગરમાં જોર,

ભકિતની તે આગ નહીં
શું તફાવત ઘોર!
બે પગો જે ખર, તે
તુંજનો દાસ પીછાંણ,
ચાર પગાને ભલાઇ, કે
કદી ન કરે ગુમાંન.
માયામાં ડુબેલો જીવ
કહે કરૂં છું પ્રેંમ!,
૯સંમતાની નિશાંન નહીં?
ખોટટી લીધી નેંમ.
દેહતણું છે અભિમાન!
કયારે છુટી આશ?,
એ શું બાવાજીના ખેલ
નાંમ લખે તું "દાસ"?.

દાસ પદ જાણેજ નહીં
શું ઉંચી રાખે ડોક,!
જગ હસે આત્માં હસે
ને, લોક હસે પરલોક.
દાસ પદપર ચઢવાનું
કદી કદી નાં જોય,
પડવાનું પગભર સદા
ઉડવાનું શું હોય.



## પ્રેંમ-લુહાર.

પ્રેંમજ ધમ્મણ ફુંકતાં
જીવ-લોખંન અંગાર,
મનમોહન સત-ચીત-આનંદ ૧૮
દર્શન પ્રેંમ લુહાર.
જીવ તપાવી જીગરપર
થોકી મારે પ્રેંમ,
આત્મરાજ લુહારમાં
દાસ જીવનની નેંમ.
ઘાટ ઘડે પ્રીતીમાંથી
સત, અચલ, અવિનાશ,
રૂપ બતાવે રાંમજી
જલે શરીરી આશ.

ફોલાદ બરાબર સત સંમતા[૯]
પાણી નિર્મળ પ્યાર,
રંગ ચઢાવે જીવતરમાં
જીવ ભુલે તુચ્છકાર.
સત્યના ચીપ્યા વડે
પકડી પ્રેંમ લુહાર,
જીવને પ્રીતી અગ્નીમાં
નાખે વારંમવાર.
ફેરવી ફેરવી ગોલગોલ
જ્યારે જુવે તૈયાર,
એરણપર પટકી મારે
૪૧ માયાજીનો માર.
જીવ, જગતનાં એરણપર
તુંજને નીભવું હોય,

દુબ્યે નિર્મળ પ્યારમાં
નાંમ ન ધરશે કોય.
જીવ, જગતનાં એરણુપર
ટીપાવું જો હોય,
માંથું મુકયે પ્યારમાં
ધાટ ઘડે સો હોય.
જીવ, જગતનાં એરણુપર
ધીરજ ધરીયે સાર,
ખંમતાં ખમતાં મેહેર ઉતરે
માયાળુ કીરતાર.
ખુદા કહે, "જીવ આત્માં
મંન માહરામાં પોય," ?
પ્રેંમ–હથોડો મારાજ
દાસ હસે ના રોય.

દાસ કરો, આધીન કરો
બંદો કરો, ગુલાંમ,
ઘાયલ કરો, ઘેલો કરો
પ્રેંમી કરો નીષકાંમ. ૪૦

આમીન.



## [૧૮]સત-ચીત-આનંદ નાંદ.

સત ધર, ચીત માહરામાં પો
આનંદ મુજમાં લે,
નીત્ય નાંમ સ્મરણ કરી
પાસે હોય તે દે.
આશાથી વિમુખ[૨૦] બની
હરખ-શોકને ત્યાગ,
મુજ શરણે, તુંજનું તારણ
સંમતામાં[૯] વૈરાગ. ૧૩
પ્રેંમ સ્વરૂપ છે આત્માં
જુદો નહીં પીછાંણ,
આપ સમાનાં પર ગણી
ભુલ જુદઈનું ભાણ.

અંતઃકરણ સંભાલીયે
મન બીગડે પંચાત,
શરીર કહે હું ભોગ કરૂં
તો માયા મારે લાત.
રાજ કુંવરી તો નહીં મલે
જો, દાસીમાં લલ્ચાય,
વીષય-મદીરા નહીં પીયે
તે પ્રેમ પીયું પી જાય.
નીંદા તું કોઇની કરે
તે મુંજની નીંદા જાણ,
તત્વ વિચારી જો જુવે
જીભ્યાં કરે વખાંણ.
શબ્દ કરણી શું ધરે !
મંનવા ધરે વિચાર,

મુળ ઉખેડી અનર્થનું
નિર્ભય ફરે સંસાર.
પ્રીતીમા જલવું શાનું
મલવું શાનું જોય, !
અભેદ આત્માં હરઘડી
હર ઠેકાણે હોય.
પ્યારા, અકારા જનો
એક સરખા દેખાય,
પ્રેંમ વૃક્ષનું અભેદ ફળ
સંમતા જ્ઞાની ખાય.
નિર્મળ જે વિચાર કરે
નિર્મળ બોલે બોલ,
નિર્મળ કરણી નીત કરે
તે, પ્રેંમ કરે સંમતોલ.

કીડ ખજવાળે શું આરામ?
લોહી નીકળતાં દુઃખ,
એજ રીતે સંસારમાં
હવસ જુવો સનમુંખ.
દુન્યાનાં ભોગવતાં ભોગ
લાગે નહીં વીકાર,
ફળ મને અર્પણ કરે
મુકત બને સંસાર.
પ્રેમી પ્રીતમ દુર નહીં
"હુંપદ" તજે જો ખ્યાલ,
માંથે મીંડું છેદતાં
સેહું દીનદયાળ.
સાર રૂપ તો એજ કે
ઇંદ્રીઓ કરીયે હાથ,

ફળવંત કરીયે જન્મવું
પ્રીતી કરીયે નાથ. ૧૮
કરણીમાં એટલુંજ કરે
કે જલદી કરૂં પીછાણુ,
ભલ્તું સલ્તું જો કરે
જનમ કરે અવસાંન.
હુજાર કરી, કે લાખ કરી
કરોડ કરી ઉપાય,
કંઇબી કરી એવું કરો
કે ભકિતમાં ચીત જાય.

## પછી

દીલને પુછી પુછીને
ડગલું મુકે દાસ,

એ તો માહરો લાડકો
હું તો એની પાસ.
સત ધર, ચીત માહરામાં પો
આનંદ મુજમાં લે,
નીત્ય નાંમ સ્મરણ કરી
પાસે હોય તે દે.



## જુગાર.

### અફીણુનો આંક [૪૮] ફરક.

---

જુગારની બાજી
તુંજ હારજીત દાવ,
જીત મને જીત
પ્યારા દાસજ બનાવ.
આંક જો મીંડી આવી મલે
તો સમજું છું નીર્વાણ,[૧૫]
માલીકબી મીંડું વળે
તો પરબ્રહમ[૬] તું જાણ.
એકરો આવી ચઢે જીગર
એકમાં બધું સમાય,
એક સમજો સુખ્યારો
ને, એક ભુલો દુઃખ થાય.

દુગ્ગીબાઇ કુદરતમાં તું તો
પુષ્કળ નાંચે નાંચ,
રાત દીવસ તુંજ માયામાં હું
જુઠ કહું કે સાચ.?
ત્રીગુણી માયા કહાં
આવે તુંજની સાથ,
[43]સત્વ, રજો, ને તમો તજી
[44]સંમતા સમજો નાંથ.
ચાર સુખન જો શાખા લીયે
તો, યોગ્ગી કહી પ્રમાંણ,
દયા, પ્રેમ, ભક્તિજ કરીને
સતમાં સોંપે પ્રાંણ.
પાંચો ઇંદ્રી વશ કરીને
પાંચના લીયે પચાસ,

એવા પંચી કોઈ મલે, તો
પગલાં ચુંમે દાસ.
છઠ્ઠી જેહને વસુલ કરી, તે
સાધુ સમજું સાચ,
છ દુર્ગુણો ધોઇ લીયે, તો
કુભી ન આવે આંચ.
સાત રંગમાં સજવાંનો જે
સતવાદી સીંગાર,
સત્તો સતનો સમજે તે તો
કુભી ન કરે જુગાર.
આંઠ પહર પ્રેંમી જાગે
૧અષ્ટ—સીધ્ધીબી દાસ,
ભકત સદા ભગવાંન વીનાં
તું કદી ન કરતો આશ.

નવમાં તું કાયમ કરીલે
અંતઃકરણને પાક,
નર નારાયણ જરૂર બને
તે સંપુરણ છે આંક.
લાગે જયારે કોઇએક અંક
તો આવી મલે અહુર,
વીષમાંથીજ અમ્રત કાઢે
તો, ગ્નાંની ગણુ જરૂર.
૪૮ આંક સમજ્યે ઇશ્વરી
સત સમજે સન્યાશ૧૧
૮ સંમતામાં સ્વાંમીજ મલે
બસ ફરક૪૮ પરે નહીં દાસ.
પ્રેંમ વીનાં ભક્તિજ નહીં
સાહેબ વીનાં સુખવાસ,

દયા વીનાં ૧૧મૂક્તિજ નહીં
બસ ફરક પરે નહીં દાસ.
૪૧"મોહ" સમું બંધન નહીં
૪૧"માયા" સમીં નહીં ફાંસ,
સમજ્યો તે છુટક્યો
બસ ફરક પરે નહીં દાસ.
આશા તો પુરેજ નહીં
ને, અંતે આશ નીરાશ,
બધું તજે તો બધું મલે
બસ ફરક પરે નહીં દાસ.
સમજ સમજ મન સમજી જા
કે ભક્તિ શ્વાસો શ્વાસ.
પુરે પુરો પીયુ મલે
બસ ફરક પરે નહીં દાસ.

આંક ૪૮ ફરકમાં ભુલી ગયો જો
તજવાનું અભિમાંન,
દાસ કહે માંથે મીંડાંથી
ખાક મલે ઇનસાંન.



# પ્રેંમ-ચસમો.

પ્રીતીના ચસમા વીના
અંધો ઉતો દાસ,
આંખ સાથે જે આંખ મલી
ઉજવળ થયો પ્રકાશ.
કીધી માલીકે કુદ્રત
આપ્યો ચસમો પ્યાર,
છુપેલો સંસારમાં
દેખાયો કીરતાર.
સમાંન પ્યારનો ૪૯બીજ ધરે
બે પ્રકારે પ્યાર,
એક તો પ્રીતી દયા કરો
ભક્તિ પરવરદીગાર.

એક કાચ કેવો લાગે?
જ્ઞાંની હસે સૌ કોઇ,
દયા વિનાં ભકિતજ નહીં
સૌચો હુંપદ ખોઇ.
સમાંન પ્રેમનાં ૪૯બીજવીનાં
છુટ્ટા બગરે બે,
એકતાઇની પ્રેંમ નજર
દુન્યાં જીતી લે.
એક સલ્યો પરમાર્થનો
બીજો તે સ્વભોગ,
નુંછી નાખો વાસનાં૧૨
જેહને જોઇયે યોગ.
ગીલીટ ચઢી છે પ્યારની
હાસ નહીં પરખાય,

કાંનસ લાગે કર્મની
અજ્ઞાંની અંધાય.
પ્રેંમજ ચસમો ચઢાવીને
જુવો શત્રૂ કોઇ,
શત્રૂ તે સ્નેહીજ બને
દુઃખ દેખી દે રોઇ.
પ્રેંમજ ચસમો ચઢાવીને
જે જુવે સંસાર,
સ્વર્ગ વીનાં નહીં કંઇ જુવે
જીવ જીવ કીરતાર.
આંસુ જો પ્રીતી તણું
ટપકે વારંમવાર,
દયા પ્રેંમ ભક્તિ કરી
શોધો સરજનહાર.

# ઇશ્વર-લીલા.

ખાનમાં ખીલે પ્યારા
તુંજની ખુદાઇ,
ને બરફના પર્વતથી
નીકલે રસાઇ.
સોધમાર પાંણીમાં
તુંજનો ઘુંઘવાટ,
ગંગા, યમુનાં, ને
સિંધુ પ્રસાદ.
હિમગીરી રૂપેરી
સોનેરી થાય,
ને હાલડાં હાલે છે
હવાની માહય.

વાગે જો અંતરનો
રૂપેરી ઘાંટ,
તો, વાગે છે વીણાંનો
મધુરો નાંદ.
લાગે છે પ્યારી જે
કુદરત અતી,
એતો માલીક ખુદાવંદ
તુંજની વતી.
શું શરમાયો પ્યારીથી
પ્રીતંમ ખુદા, ?
કંઇ ખુદની કમાલ્યતપર
કરતાં નીઘાહ. !
એતો પોતાંનાંજ રૂપો
બતાવી રહયો,

ને, છુપેલો, સૃષ્ટીમાં
જાહેર થયો.
વાહરે ખુદા! તાહરી
કુદ્રતનાં ખેલ,
તું કબીતો માહારાજા
કરાવે હેલ.
કબીતો ગ્નાંની
અગ્નાંની થહરે,
ને, કબીતો મુર્ખાંને
પંડીત કરે.
કબીતો લોહીની
ચલાવે રેળ,
ને કબીતો ગમતમાં
કરાવે ગેલ.

કબીતો નાજુક, ને
સુંદર દેખાવ,
ને કબીતો ભયભરી
લીલા પ્રભાવ.

કબીતો રહેમ્મંતનો
વર્સે વરસાદ,
ને, કબીતો નહીં આપે
પ્યારો તું દાદ. !

તુંજ તાહરા ભેદોથી
વાકીફ ખુદા,
હુંજ જ્યારે સંમજુ
તો, ક્યાંથી જુદા. ?

હું તુંજનો સેવક
દાસ તુંજનો ગુલાંમ,
કર તાહરે જોઇયે તે
માલીક તમાંમ.

# પ્રેંમ-દુધવાલી.

પ્રેમ-દુધવાલી આત્માં
ભેંસાં દુહે બ્રહ્મ,[૧૮]
જીવ-વછેરા ધાવીયા
કરતાં પ્રાણાયંમ.[૪૨]
અમ્રત નીચોવી આપું
પીવા પ્રેંમી-જન.
પ્રેંમ-દુધવાલી નીત કહે
[૧૮]બ્રહ્મ લગાવો મંન.
બ્રહ્મ-ભેંસાં, ભક્તિ આધીન
ગોવાળીયા તે સંત,
ચારો જીગરનો ચરાવતાં
પુરી રાખે ખંત.

દુધવાલી એમજ બોલી
સમજ વછેરા દાસ,
જયાંબી લાગે દીલ, ત્યાં
કુબી ન કરતો આશ.
દુધવાલી પાછું બોલી
શોધે જો સંસાર,
ત્રીગુણી અમ્રત મલે
દયા ભકિત ને પ્યાર.
દુધવાલી ખુબો નાંખી
મધુરા બોલે બોલ,
જે ઘડી પરડો ઉઠે
તેજ ઘડી અંનમોળ.
પ્રથંમ લોટી ભરાઇ જાય
દયા દયાનું ફીંન,

બીજીમાં અમ્રત જતાં
*"મીન કુલ્લે અઝીઝીન."
ત્રીજીમાં ઉંચી પ્રીતી
ભક્તિ ઉપજે ભાવ,
યા અઝીઝો અહુરમઝદ
પ્રીતંમ પ્રીત જગાવ.
દુધવાલી શું ખુબસુરત!
સુંદર મોહક મુંખ,
એક વખત આંખો લડે
જાય જનંમનું દુઃખ.

---

*ઓ પરવરદેગાર, મને તાહરી તમાંમ કુદ્રત સાથે પ્યારથી એક કરી નાંખ.

દુધવાલીનો ગોથો તો
ભીત્તર અંતઃકરણ,
જીવ-વછેરો જાણે તો
નીત દુબાવે મંન.
દુધવાલીનો દીલગુર્દો
મહાં સખી દાતાર,
ત્રણ ત્રાંમડી ભરીને
બક્ષી દીધો પ્યાર.
પેહલ્લીમાં તો દયાભાવ
જે કોઇ પીયે ગોટ,
પર દુઃખે આંસુ ટપકે
ત્યારે પ્રેમ સચોટ.
બીજીમાંતો સમાંન-પ્રેમ
જે કોઇ પીયે ગોટ,

સંમતામાં શાંનીજ બને
ગમે એવોણી ભોટ.
ત્રીજીમાંતો ભક્તિભાવ
જે કોઇ પીયે ગોટ,
આજુબાજુ શું જુવે
હે પ્રીતીમાં લોટ.
દુધવાલીનું દેવું તું
ચુકવીદેની દાસ,
ફરજ બજાવી જીવતરમાં
તજી શરીરી આશ.
દુધવાલીની ઉધરાંની
ચાલુ તું જપર હોય,
તેજ ધણી ભરપાઇ કરે
જે પ્રીતીમાં રોય.

બાજાંઓ નાદાર બને
જયારે ભુલે પ્યાર,
ઉંચ નીંચ, તે જીવ ગણી !
ફોકટ કરે તુચ્છકાર.
દાસ કહે દુધવાલીમાં
પુરો કીધો પ્રેંમ,
માલીક માહરો બોલીયો
પ્રેંમ જીવનની નેંમ.



# ખુદા નાંમ અંતરમાં પ્રીતીથી લે.

જોઇતું હોય કોઇને
હમેશગીનું સુખ,
ને માંગે જો મીટાડવા
[૧૨]વાસનાંની ભૂખ.
બધાં દુઃખ ભાંગે
ને માલીક મલે,
ખુદાનાંમ, અંતરમાં
પ્રીતીથી લે.
જોઇતી હોય કોઇને
જો શાંતી સુખવાસ,

ને છોડવી હોય
૪૧ માયાની તકલીદી આશ.
પરંમ સુખ પાંમે
ને ચીંતા ટલે,
ખુદાનાંમ અંતરમાં
પ્રીતીથી લે.
દરશંનની આશા જો
દીલમાં રહે,
ને મઝહાની પ્રીતીમાં
મરવું ગમે;
ભલી તે ઘડી
યાદ ચાલુ કરે,
ખુદા નાંમ અંતરમાં
પ્રીતીથી લે.

જો માંગે કે
ઉંઘમાંથી ઉઠવું હુવે,
ને માયાના[૪૧] પરદાને
હટાવી દે;
બધી આશ પુરે
ને જીવતર ફળે,
ખુદાનાંમ અંતરમાં
પ્રીતીથી લે.
જો માંગે કે ઇશ્વરથી
મોહબત કરે,
ને આંખોથી આંખ
તુંથી તેહની લડે;
જુદાઇ ભાંણુ જગતનું
જલાવી દે,

ખુદા નાંમ અંતરમાં
પ્રીતીથી લે.
તુંને પ્રેંમ સાગરમાં
ડુબવું પસંદ,?
ને પાછું મેલવું છે
ખોલ્યું રતન;?
તો ભક્તિના પાંણીમાં
જીપલાવી દે,
ખુદા નાંમ અંતરમાં
પ્રીતીથી લે.
જો માંગે કે વાસનાંને[૧૨]
આપવી તલાક,
ને આશા ને માયાની[૮૨]
છોડવી ગાંઠ;

બધી જાળ કાપીને
છુટો થશે,
ખુદા નાંમ અંતરમાં
પ્રીતીથી લે.
શું ઉડવું છે ભાઇ
તું જને પાંખો વગર, ?
ને જલદીથી પુગવું છે
પ્રીતંમને ઘર; ?
તો ભુલવો નહી
માલીકને કોઇબી પલે,
ખુદા નાંમ અંતરમાં
પ્રીતીથી લે.
શું ગીતા, ને ગાથા
ને કુરાંન, ને વેદ,

ને બાઇબલ, ને ગુદ્ધીસ્તની
પોથીબી એજ;
પુકારે કે ઇનસાંન
હોય પાપી ભલે,
ખુદા નાંમ અંતરમાં
પ્રીતીથી લે.



# પ્યાર ઉપજવાનું કારણ શું ?

બત્તી કોઇએ સુન્નાંની
બનવાવી હોય,
કે માટી, કે પતરાંની
મંગાવી હોય.
જ્યાં સુધી જલે નહીં
દીપક અંગાર,
પતંગ્યું ન મલવાની
કરે દરકાર.
એજ રીતે આત્માંનું
સમજો ખેંચાણ,

માતા, મીત્ર, નારીનું
પ્રીતી પ્રમાણુ.
દીપકરૂપી ઇશ્વરો
જ્યારે દેખાય,
જીવરૂપી પતંગ્યું
ઘરફરી ખાય.
ઓીમાં રહ્યું શું કે
પ્રીતી કરે !,
શું જાનવરી હવસથી
મોહીત બને ?
તન મન ને જીગર તે
કોણથી ખેંચાય ?
બસ, સર્વે શક્તિવાંન
સઘળે સમાય.

માલીક વીનાં મન થયું ઉદાસ,
માલીક વીનાં દીલ ગયું ન હાસ.
માલીક વીનાં કોણ રહયું ચોપાસ,
ઉદે અંતર્યામી તુંજ સર્વ પ્રકાશ.
માલીક વીનાં ખાંડ મીઠી નહીં,
માલીક વીનાં પ્રેંમ પ્રીતી નહીં.
માલીક વીનાં નાર દીઠી નહીં,
માલીક વીનાં કોઈ ચીતી નહીં.

---

## નોહીત અસ્તી પઈરી મઝદાઓ.

અર્થ—ખુદા સીવાય, કોઈ ચીજની હસ્તી નથી.



# પ્રેંમ-અગની કેવો હોય છે?

સલગે તો બુજાય નહીં
પ્રીતીનો અંગાર,
બીન બત્તી, બીન તેલ બીન
દીપક જલે કીરતાર.
બીનાં ગુરૂએ ગ્નાંન દે
પ્રેંમ ગુરૂ બળવાંન,
બીનાં યોગ સાંધન બીનાં
આતમ કરે પીછાંણુ.
બીનસ્વારથ, માયા મેલાપ
ટેકુવી રાખે ટેક,
જનમ જનમ જુદો રહે
તોબી એકનો એક.

# મંન-સંગ્રામ.

મય બીસ્બાંસી રાંમકા
મોંહે ભરોસા પૂરા,
ઘાવ પડેસે કબૂ ન મરતા
રંન ચઢીયા મય શૂરા.
શૂરા લડે સંસારમે
હાર, જીતકી બાજી,
શીશ કટે, ઓર ધૂલ મીલે
રીરબી લડને રાજી.
સુખદુઃખ ભરતી ઓટમે
રાંમ નાંમ લહેરાય,
અબ કીસકી તુંજ પાર હય
ક્યું શૂરા ઘબરાય !.

જીવ જગતમે આયકે
કયસી કરની બોવે ?
કાહે રાંમ બીસારીયા ?
ફોકટ ફેરા હોવે.
હીરદે હિંમ્મત રાખીયે
શૂરાકા હય કાંમ,
હમ લડનેકો જાત હય
સોંપ દીયા સબ રાંમ.
મય સંમતા-શમશેર ચલાયા
સુખદુઃખ કાટ શરીરા,
રાંમ નાંમકી બરછી મારી
જીત બનાયા અપના.
મય ભાલા ભગવાંન ઉઠાયા
ઘોંચ દીયા જબ અંતર,

નીપજ ચાલી પ્રેંમકા
ક્યા બાહીર, ક્યા ભીત્તર.
મંન-રાજાપર ઘેરા દાલા
પાંચો રાંની પકડા,
કાંમ[૧૦], ક્રોધ, લોભ, મોહ[૪૧], મદ[૧૬], મત્સર[૩૧],
સબરીપુકો[૫૧] જકડા.
કાંમ ધજા[૫૦] ઉરાતે આયો
રૂપ ચલાયો બાંન,
મય હરી નાંમકી ગોલી મારી
શરને આયો કાંમ.
ક્રોધ ચલાયો તોપકો મારો
શાંતી કીલ્લા મેરા,
આત્મ-રાજ તો અંતર બેઠા
નિષ્ફળ મારા તેરા.

લોભજ ખાંડી બનાવે અચ્છી
ઉપર માલ ખજાના, !
સંતોષી સબ કહનલગે, કે
"પાંવ નહીં ફૂયલાનાં."
મોહ-બાંન ખુબ કારી ચલતે
ત્રીયા નયનકા મારા,
જો સંમતા-શંમશેર ચલે
નાં [૫૧]બયરી રહે, નાં પ્યારા.
અભિમાંન ખૂબ ગુરજ મારે
માથા તોરે મેરા,
મય માથાકો પાંવપે ધરીયો
કહન લગા "સબ તેરા."
કયા મત્સરને[૭૧] ખંજર મારા
હીરદા પાર બનાંતે,

હરી-પ્રેંમસે સબકો દેખે
હમ અચ્છે હો જાતે.
પાંચો રાંની પકડ ગઈ, જો
તોડી સબહી બનાઉં,
મંન-રાજાસે સંમતી કર કીની
ખંડની દેત બીથાઉં.
ખંડની નાંમ-સુમીરનકી લેતે
આત્મ—રાજકો દેતે,
હરી-પ્રેંમસે જો જીવ મીલાયા
દાસ તેહી મંન જીતે.



## ઇશ્વર-નાંમ મહિમાં.

પ્રેંમ સાગરમાં જ્યારે કે
વૃષ્ટી થઇ,
ઇશ્વર નાંમ મહિમાંના
ભરતી થઇ.
સત શબ્દના મોજા
ઉછાળા કરે,
ત્યારે "હુ હુ" અહુના
પુકારો કરે.
દાસ નમો
સત નાંમ ખુદા,
અલ્લાહ અહુ
કયાંથી જુદા!

ગગન ગરજનાં
વીજલી પડે,
જય શ્રી રાંમ
સંભારો તમે.
દાસ સર્વ નાંમ
ઇશ્વર તણાં,
મધુરાં મધુરાં
ચાખો બધાં.
[૪૫]યથા પાક પરવર
નમો અંતઃકરણ,
[૬]પરબ્રહ્મ ખુદાવંદ
અર્ઝીઓ નમન.
જીગરમાંજ માળા
અહુરમઝદ રહે,

ફેરવે તો ફેરવી લે
પ્રીતી વડે.
બાહેરના ઢોંગ
નહીં બીલકુલ ગરજ,
ભકિત તો અંતરની
સાચ્ચી સમજ.
છુપે છુપે લીયે જો
પ્રીતીથી નાંમ,
કરે કાંમ દીપક
બતાવે તે રાંમ.
મન પ્રીતી વીનાં
એક ચીતજ નહીં,
જયારે પ્રીતી નહીં
ત્યારે ભકિત નહીં.

નથી તુંને માલમ?
કે કેમ લેવું નાંમ,?
ખુદા ખુદા હર ઘડી
સાચવ્યે ધ્યાંન.
બધાં કર્મ કરતાં
ખુદા યાદ કર,
ને અંતરમાં માલીકની
પ્રીતી પકર.
ઊઠતાંબી ઇશ્વર
ને બેસતાંબી તેજ,
બસ ખાતાં ને પીતાંબી
ઇશ્વર રહેજ.
બહાર નીકલો
માલીક પુકારો કરો,

ને રસ્તામાં ચાલો
તો મઝહા કહો.
ઇશ્વર નાંમ આદત
પડશે જે વાર,
સંપુરણ ભક્તિમાં
થયો તૈયાર.
જાગી જ્યારે ઉઠે
તો નીકલે ખુદા,
હાથ મોહડું ધોતાંબી
ખુદાજ ખુદા.
ચાહ તો બતાવે
પ્રથંમજ ખુદા,
ને પછીજ હાથ લગાડે
પ્રેંમી સદા.

બીજી કેમ ભક્તિ
તે માલમ નહીં,
સદા યાદ પ્રીતંમની
ચાલુ રહી.
પતંગ જો ચકાવે તો
કેવું હોય ધ્યાંન, ?
ખુદાનાંમ લેવું તો
એવુંજ પ્રમાણ.
દોરી જો વચમાંથી
તુટી નહીં,
બ્રહ્મજ્ઞાંન કુંચી
શું છુપી રહી. !
થાકે શરીર અને
ઊંઘ આવી જાય,

ત્યારે પ્રીતંમની પ્રીતીના
ભર્તી ઉભરાય.
પછી તો હુએ મંન
એખુદી અંદર,
ત્યારે માલીકનું નાંમ
ચાલે મેહેનત વગર.
અ-જપા જપ,
તે એહનું છે નાંમ,
એહવો કરે જપ
તે ભેટી લે રાંમ.
નાંમ હીરાની કિંમ્મત
શું આંકે છે દાસ, !
ઝવેરી ભલાભલા
થયા ઉદાસ.

વજન એક રતી
નહીં ઇશ્વર તોલાય,
વજનજ નહીં, નાંમ
સૌમાં સમાય.
જેહવી રીતે છાકટને
દારૂ તલપ,
તે રીતેજ ખુદાનાંમ
પ્રીતીથી જપ.
જેહવી રીતે બાળકપર
માતાનો વ્હાળ,
તે રીતેજ ખુદા નાંમ
અંતર સંભાળ.
જેહવી રાતે પોતાંને
પ્યારો છે પ્રાંણ,

તે રીતેજ ખુદા નાંમ
પ્રીતી પીછાંણ.
સદા યાદ પ્રીતીથી
માલીક કરે,
તો માયાળુ અંતરમાં
આવી મલે.
સમજે શું ભકતથી
જુદો ભગવાન,?
જેહવી રીતે વલગ્યા
કપાલે કાન
હોય બદસુરત
નહીં કાપી શકાય,
ભકત હોય ભુંડો
પણ પ્રીતી સચવાય.

૧૨ વાસનાં રહીત પ્યાર
જયારે કરે,
ત્યારે માલીક
સદ્દગુણોની રેળજ કરે.
સોનાને અગ્નીમાં
નાંખે પ્રથંમ,
હલકી ધાતુ ઈશ્વર
જલાવે તદંન.
પછી, સો ટચ કંચન
જયારે બને,
ત્યારે માલીકનાં હૃદયાંનો
હારજ બને.
ખુબા એ બધી
એક ઈશ્વરનું નાંમ,

પ્રાતે જે ભજે
તેહને કેવું ઇનામ ?.
સમજવાની તાકાદ
ન કોઇમાં રહે,
અરે દાસ ! શું નાંમ
મહીમાં કહે.
નમું પાક પરવર
નમું દાદગર,
અઝીઝો સત પ્રેમ
સાગર જીગર.
નમું શ્રી કૃષ્ણ
માયા પતી,
નમું રાંમ અલ્લાહ
મજદા ધણી.

| | | |
|---|---|---|
| નમું | ગૉડ | ઇશ્વર |
| માલીક | | ખુદા, |
| નમસ્કાર | | દાદાર |
| અહુરમઝદ | | સદા. |

---

શાંતી શાંતી શાંતી
સત-પ્રેમ-સાગર
કીનારો.



# નંબરવાર શબ્દોના અર્થ.

૧ **અષ્ટ સીધ્ધી**—આંઠ પ્રકારની કુદ્રતમાં સમાંચલી ચમત્કારીક શક્તિઓ.

૨ **ગ્રીષમ**—ઉનાહલો.

૩ **કાંમી**—હવસી, વ્યભિચારી.

૪ **હિંસા**—કોઈનો પ્રાંણ લેવો તે, જીવ ઘાત.

૫ **નરગીશ**—આંખના આકારનું સુંદર ફુલ.

૬ **પરબ્રહમ**—અપાર શક્તિવાલો નીરાકાર સાહેબ.

૭ **હરશચલ, નેપ્ચુન**—ગ્રહોના નાંમ છે.

૮ **ગજ**—હાથી.

૯ **સંમતા**—સુખદુઃખ, માંન અપમાંન, તથા સારાં નરસાંનો ભેદ ભાંજી નાંખનારી શક્તિ, સમાંન નજર, ઐકયતા, તથા હરેક જીવ માત્રને પોતીકા આત્માં સમાંન ગણવો તેનુંજ નાંમ સંમતા છે.

૧૦ **વીષય**—શરીરીક હલકા ખુરસાઓ, હવસ, કાંમ.

૧૧ **સન્યાસ**—દુન્યાઈ સુખની ઈચ્છાઓ, તથા માયાનો

ત્યાગ કરી જગતમાં સમાંન ભાવે ઇશ્વરને શરણે રહેવું તે.

૧૨ **વાસનાં**—શરીર અને મનને લગતી કોઇપણ ભોગ ભોગવવાની સ્વાર્થી ઇચ્છા, તૃષ્ણા.

૧૩ **વૈરાગ**—તમાંમ વાસનાંઓનાં બંધનમાંથી છુટું થવું એનુંજ નાંમ વૈરાગ છે, હલકી ઇચ્છાનો ત્યાગ.

૧૪ **યોગી**—ઈશ્વરનો મેલાપ કરનારો.

૧૫ **મોક્ષ**—સંસારનાં જનમ મરણનાં ફેરાઆંટીમાંથી મુક્ત થવું તે, નીર્વાણ, મુક્તી.

૧૬ **મદ**—હંકાર, અભિમાંન, ગર્વ.

૧૭ **ચકોર**—પાંણીની સપાટી ઉપર ચતું પાટ પડી રહીને ચંદ્રમાંને એક્કી ટગરે ટીકયા કરનારૂં પક્ષી.

૧૮ **બ્રહ્મ**—ખુદા, યઝદાંન, માલીક, અહુરમઝદ, અઝીઝો, નાંથ, સ્વાંમી, અલ્લાહ, રાંમ, સોહન, સતચીત આનંદ.

૧૯ **બ્રહ્માંડ**—કુદ્રત, સૃષ્ટિ.

૨૦ **વીમુખ થવું**—ચાંને મુખ ફેરવી નાંખવું, ત્યાગ કરવો.

૨૧ **ચક્રવતી**—મોહટો શેહનશાહ.

૨૨ **હરઘટમાં**—દરેકનાં અંતઃકરણમાં

૨૩ **જીરંમ**—જહુવેરાતમાં રહેતો કાલો છાંટો.

૨૪ **તીર્છી**—વાંકી, આડી નજર.

૨૫ **કીસ્ત**—સેત્રંજમાં ઘોડાવતી રાજા ઉપર હુમલો લઇ જવો તે.

૨૬ **વેહદાંન્યત**—ઇશ્વરી જ્ઞાંન.

૨૭ **આઝાદ**—છુટો, મુક્ત.

૨૮ **હાલ**—અંતઃકરણની લાગણી.

૨૯ **પરંમપુરૂષ**—મહાં જ્ઞાંની નર.

૩૦ **અસીરી**—ગીરફતારી, બંધન.

૩૧ **મત્સર**—અદેખાઈ, અંતસ.

૩૨ **પરંમહંસ**—સંપુરણ રીતે ઇશ્વરને પુગેલો યોગી.

૩૩ **અરશમાં**—આકાશમાં.

૩૪ **નટવર**—ખેલાડી.

૩૫ **નીરંજન**—સૌ થકી અલગો, એકાંત.

૩૬ **અંતર્યામી**—અંતઃકરણમાં રહેલો સાહેબ.

૩૭ **શુદ્ર**—હલકી જાતીમાં જન્મેલો.

૩૮ **વઝુ**—બંદગીની આગમચ હાથ મોહડું ધોવું તે.

૩૯ **ક્ષત્રી**—લડાયક જાતીનો.

૪૦ **નીષ્કાંમ**—હવસોની ઇચ્છા રહીત.

૪૧ **માયા**—દુન્યાંની તમાંમ મારયા અને ભુલાવો ખવાડનારી

ચીજ, જે સત અને ખરી લાગે છે, તેનુંજ નામ માયા, અને એની તરફનાં ખેંચાણ અને બંધનને મોંહ જાણવો.

૪૨ **પ્રાણાયંમ**—ખુદાનું ધ્યાંન ધરવા દંમને નીયમીત કરવો તે.

૪૩ **સત્વ, રજો, અને તમોં**—સારાં નરસાંના ભેદવાલા ત્રણ ગુણો; ઉપલાજ ગુણોને જીવને બંધન કર્તા ગણવામાં આવ્યા છે, પણ સંપુરણ સમાંન દ્રષ્ટીથીજ જગતમાં ઇશ્વરનો અનુભવ થાય છે.

૪૪ **ગહન**—બીકટ, નહીં સમજ પડે એવો, છુપો.

૪૫ **ઑમ ॐ**—ઇશ્વરનો નાંદ, ખ્રીસ્તી લોગોસ, જરથોસ્તી અહુનવર, યથા.

૪૬ **પરંમપદ**—ઇશ્વરી મુકાંમ.

૪૭ **કાબા**—મુસલમાનોની હજ કરવાની પવીત્ર જગ્યા.

૪૮ **આંક, ફરક**—દર મહીને કલકત્તામાં થતાં અફીણનાં વેચાંણ ઉપર મુંબઇમાં રમાતો જુગાર.

૪૯ **બ્રીજ**—પુલ, ચસમાંની વચલી દાંડી.

૫૦ ધજા—લડાઇનો વાવટો, ઝુંન્ડો.

૫૧ બયરી—શત્રુ, રીપૂ, દૂશ્મન.

૫૨ સંમતી—સૂલ્લેહ, દોસ્તી.

